(કરસનદાસ મૂળજી મેમોરિયલ ફંડનું ઇનામી પુસ્તક.)

# महान् आल्फ्रेडनुं चरित्र.

તૈયાર કરનાર

ચુનીલાલ બાપુજી મોદી.

છપાવી પ્રસિદ્ધ કરનાર

ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી,

અમદાવાદ.

"ગૂજરાત ગેઝેટ" પ્રેસમાં છાપ્યું.

માર્ગશીર્ષ સંવત્ ૧૯૪૫. ડીસેમ્બર સન ૧૮૮૮.



કીમત ૫ આના.

# महाराजा आलफ्रेडनुं चरित्र.

જે રાજાઓએ સ્વપરાક્રમથી પોતાનાં રાજ્યો ઉત્તમ સ્થિતિમાં આણેલાં છે તેમનાં નામો ઈતિહાસમાં અમર છે. હિંદના ઈતિહાસમાં રણજીતસિંહ ને શિવાજી, રૂશિઆ દેશના ઇતિહાસમાં પીટર અને આસ્ટ્રીઆના ઇતિહાસમાં ફ્રેડરિક ધિ ગ્રેટ જાણીતા છે, તેવોજ ઇંગ્લાંડના ઇતિહાસમાં આલફ્રેડ વર્ણન કરવા જોગ છે. માટે ટૂંકામાં તેનું ચરિત્ર કહીએ છીએ.

મહારાજા આલફ્રેડનું વૃત્તાંત આરંભ્યા પહેલાં તેના પૂર્વજોની થોડીક હકીકત કહેવાની જરૂર છે. એના [1]આજાનું નામ એગ્બર્ટ હતું. તે ઇ. સ. ૮૩૬ માં મરણ પામ્યો. પછી તેનો પાટવી પુત્ર એડલવુલ્ફ પાટ બેઠો. તેના અમલમાં ડેન્સ નામના જંગલી ક્રૂર લોકો ઇંગ્લાંડની પ્રજાને પહેલાં કરતાં વધારે સંતાપવા લાગ્યા. એ લોકો મૂળ તો નાર્વે અને સ્વીડન દેશના વતની હતા પણ પછીથી ડેન્માર્ક દેશમાં આવી રહ્યા માટે તેમનું નામ ડેન્સ પડ્યું. તે સાકસન લોકોના જાતભાઇ હતા. તેમને હાંકી કહાડવાને રાજાના પાટવી કુંવર એડલસ્ટને ઘણી મહેનત કરી પણ તે પૂરેપૂરી સફળ થઈ નહિ.

આલફ્રેડ એડલવુલ્ફનો સર્વથી નાનો છોકરો હતો. તેનો જન્મ બર્કશાયર પરગણા માંહેના વાંનેજ ગામમાં ઇ. સ. ૮૪૯ માં થયો. સર્વથી નાના સંતાન ઉપર માબાપનું વધારે હેત હોયછે, તેજ પ્રમાણે એ આલફ્રેડને એનાં માબાપ ઘણું લાડ લડાવતાં હતાં અને પળવાર પણ તેને પો-

---

૧ મમાવો. માનો બાપ.

તાની નજરથી દૂર રહેવા દેતાં નહિ; તથાપિ એની ત્રણ ચાર વરસની ઊમરે મા મરણ પામી. તેથી તેના સુખમાં લગારેક વિઘ્ન આવ્યું ખરૂં. તેનું ભલું કરવા તરફ એડલવુલ્ફ હમેશ કાળજી રાખતો હતો. એનું લાડનું નામ બેંજામિન પાડ્યું હતું અને જોકે તે સર્વથી નાનો હતો તોપણ પોતાની પાછળ એનેજ ગાદી મળે એમ તે ચહાતો હતો.

આ વખત આખા યૂરોપ ખંડમાં રોમન કયાથોલિક ધર્મ ચાલતો હતો. તે ધર્મનો મુખ્ય ધર્માધિકારી પોપ તે હમણાંની પેઠેજ રોમ શહેરમાં રહેતો હતો. એ શહેર તે વેળાએ જેમ ધર્મનું મુખ્ય ઠેકાણું હતું તેમ વિદ્યાનું પણ મુખ્ય ઠેકાણું હતું. એમાં દરેક દેશના લોકોએ બંધાવેલા ઘણા મઠો હતા. તેમાં જોગીઓ રહેતા હતા અને તેઓ પોતાનો વખત ઇશ્વરનું ધ્યાન, ગ્રંથાવલોકન, મનન, અને વિદ્યાપઠનમાં કહાડતા હતા; અને તેમના ગુજરાનો બંદોબસ્ત તેમના દેશ તરફથી કરવામાં આવતો હતો. તેમની પાસે નાના પ્રકારના વિષયો ઉપર હજારો ગ્રંથો હતા. જેના મનમાં પોતાના છોકરાને વિદ્યાભ્યાસ કરાવવાનું આવતું તે પોતાના છોકરાઓને (હિંદુસ્તાનના લોકો જેમ કાશી મોકલતા હતા તેમ) રોમ મોકલતા હતા. તેથી ચાલ પ્રમાણે આલફ્રેડની પાંચ વરસની ઊમરે તેના બાપે તેને રોમ મોકલવાનો મનસૂબો કર્યો. તેની સાથે તેની લાયકી પ્રમાણે ખરચનો અવેજ આપીને સાથે કેટલાએક મોટા અમલદારો અને ધર્મોપદેશકો મોકલ્યા. એ નીકળેલ સ્વારી ફ્રાન્સમાં થઇને આગળ ચાલી. રસ્તામાં જે જે શહેરો આવ્યાં ત્યાં તેને સારૂં આદરમાન મળ્યું અને ક્ષેમકુશળ રોમ આવી પહોંચ્યો. ત્યાં તેને પોપનાં દર્શન કરાવ્યાં અને બીજા કેટલાએક નામાંકિત ગૃહસ્થોની મુલાકાત કરાવી. ત્યાં કેટલીક મુ-

દત રહીને પોતાની મંડળી સાથે આલફ્રેડ પાછો સ્વદેશ આવ્યો.

આલફ્રેડનો આ પ્રવાસ કંઇ વિદ્યાભ્યાસ કે તીર્થ જાત્રાની ધારણાથી નહોતો પણ પોતાનો છોકરો કોઇ દિવસ ઇંગ્લાંડનો રાજા થવાનોજ છે તે માટે તેની પ્રસિદ્ધી કરવી એમ તેના બાપનો વિચાર હોવાથી આલફ્રેડને આ મુસાફરી કરવી પડી હતી.

ઇંગ્લાંડ ઉપર સ્વારીઓ કરીને ડેન્સ લોકોએ એડલવુલ્ફને તોબા તોબા પોકરાવી અને ઊમર પહોંચવાથી તે રાજકારભારથી કંટાળી ગયો હતો. વળી તેના છોકરાઓ પણ મોટા મોટા હતા, વગેરે કારણોથી તેણે રોમની જાત્રા જવાનો વિચાર કર્યો. તેને માટે સઘળી તૈયારી થઇ ને પોતાના પાટવી કુંવર એડલસ્ટનને સર્વ રાજકારભાર સોંપ્યો; શી રીતે કામકાજ કરવું તેની તેને સમજણ પાડી, અને પોતાની યોગ્યતા પ્રમાણે ખજાનો લેઇને તથા વહાલા દીકરા આલફ્રેડને તેડીને રોમ ભણી જવાની તૈયારી કરી; તે વેળાએ આલફ્રેડ સાત વરસની ઊમરનો હતો.

એ સમયે એશઆરામ અને નકશીના પદાર્થો તૈયાર કરવામાં ઘણો સુધારો થયો નહોતો, તથાપિ ઘોડાનું પલાણ, યોદ્ધાઓના પોષાક, અસ્ત્ર શસ્ત્રો વગેરે કંઈ ઓછાં નહોતાં. એડલવુલ્ફ રાજા પોતાની સાથે સરદાર, સ્વાર, પાયદળ, અને ચાકરનફરનો મોટો જથો રાખતો હતો, અને તે સર્વના પોષાક કીમતી હતા. તથા ઉપર કહ્યા પ્રમાણે પૈસા પણ પુષ્કળ રાખ્યા હતા તેથી તેની સ્વારી તરફ જોઇને ફ્રેન્ચ લોકો છક્ક થઇ ગયા અને ફ્રેન્ચ રાજા ચાર્લ્સ મોટા ભભકાથી એડલવુલ્ફ સાથે મળ્યો તે વખતે બંને વચ્ચે ઘણી વાર સુધી વાતચીત થઈ. અને ઇંગ્લીશ રાજા કેટલાક દિવસ સુધી ફ્રેન્ચ રાજાના પરોણા દાખલ

રહ્યો. એ અરસામાં એક ચમત્કારી બનાવ બન્યો તે એવો કે, ચાર્લ્સ રાજાને જૂદિથ નામની બાર તેર વરસની રૂપાળી દીકરી હતી. તેના ઉપર ઘરડા ઇંગ્રેજ રાજાનું મન ચોંટયું અને તેની સાથે પરણવાનો મનસૂબો કર્યો.

કેટલાક દિવસ ફ્રાન્સમાં કહાડયા પછી તે રોમ ગયો. ત્યાંના લોકોએ તેને સારૂં આદરમાન આપ્યું. તે હરહડતો રોમન ક્યાથોલિક છે એમ ત્યાંના ધર્મોપદેશકોને ખબર હતી તેથી તેનું વજન વધારે પડયું પોપને ભેટ કરવાસારૂ તેણે અનેક મૂલ્યવાન વસ્તુઓ સાથે લીધી હતી. તેમાં બશેર સોનાનો એક મૂગટ તથા હીરામાણેક જડેલી મૂઠવાળી એક કીમતી તરવાર અને સોના રૂપાનાં વાસણો તથા સોનેરી કસબથી શોભીતાં કરેલાં વસ્ત્રો હતાં. એ સઘળું પોપને ભેટ કર્યા ઉપરાંત બીજા ધર્માધિકારીઓને અને ધર્મની જગાઓમાં ઘણા પૈસા આપ્યા તેથી તે ઘણો વખણાયો. વળી ઘણા દિવસ રહેવાનું ઠરવાથી આલફ્રેડને પણ ધર્મ સંબંધી તથા બીજી વાતોની સારી માહિતી મળી. વળી ત્યાંની એક મોટી સાકસન પાઠશાળા આગલે વરસે બળી ગઇ હતી, તે એણે ફરીથી બંધાવી આપી અને તેમાં સર્વે પ્રકારની સોઇ કરી આપી. તથા ત્યાંના સાકસન રહેવાશીઓના કેટલાક હક્ક કંઇ કારણથી ગયા હતા તે પોપને વિનંતિ કરીને તેમને પાછા અપાવ્યા.

એમ એક વરસ રોમ શહેરમાં રહીને તે પોતાને વતન જવા સારૂ નીકળીને ફ્રાન્સમાં આવ્યો. ત્યાં જૂદિથ ફરીથી તેની દૃષ્ટિએ પડી. તેની સાથે પોતે પરણ્યો, અને તેનું નામ લિઓથિતા પાડયું. એ લગ્ન છોકરીની સંમત્તિથી કે એમનેએમ થયાં તે બાબત ઇતિહાસમાં કંઇ ખુલાસો નથી. પણ માણસના સ્વાભાવિક વલણ તરફ જોતાં લાગે

છે કે એમાં છોકરી સંમત નહિ હોય. પછીતો ઇશ્વર જાણે!

ઘરડો એડલવુલ્ફ અને તેની જુવાન નવી રાણી લિ-ઓથિતા આલફ્રેડ સાથે પાછાં ઇંગ્લાંડ આવ્યાં ત્યારે ત્યાં સઘળી ગરબડ મચી રહી હતી. જેને રાજ સોંપીને ગયો હતો તે વડો દીકરો એડલસ્ટન મરણ પામ્યો હતો, અને વચલો એડલબાલ્ડ બંડ ઊભું કરીને આખું રાજ્ય પચાવી પડવાની તદબીરમાં હતો. એ જોઇને આ ઘરડા રાજાને ઘણું માઠું લાગ્યું. પણ યુક્તિ કરીને બળવાખોર દીકરાને સમજાવી, કેટલાક પ્રાંત આપીને ઉત્પન્ન થયેલી ગડબડ મટાડી દીધી.

એડલવુલ્ફ ઈ. સ. ૮૫૭માં મરણ પામ્યો તેથી એ-ડલબાલ્ડ આખા રાજ્યનો ધણી થયો. તે પણ એના બાપના જેવો વિષયાસક્ત હતો, તેથી જન અને મનની સર્વ શરમ છોડીને પોતાની સાવકી મા જૂદિથને પોતાની સાથે પરણવાનો આગ્રહ કર્યો અને તેણીએ પણ તે કબૂલ કર્યું.* એવાં નિર્લજપણાનાં ઉદાહરણ ઈતિહાસમાં ઘણાંજ થોડાં મળશે. આપણા શામળભટે ખરૂં કહ્યું છે કે,

**છપ્પો.**

રામા ન જુએ રૂપ, જુએ નહિ કુળ કે કાયા;
ભામિની ન જુએ ભૂપ, મળે જ્યાં મનની માયા;
જુવતી ન જુએ જાત, જુએ નહિ પંડિત પૂરો;
ન જુએ ઊંચ અમીર, તથા સતવાદી શૂરો;
કામિની તો કામાતુર જુવે, કે મન માને કામિની;
વળિ જાય નિમિષમાં નીસરી, ભૂંડી હોય જે ભામિની.

---

* **દોહરો.**

બુઢ્ઢો પરણે બાઈડી, અભણ્યો બેસે રાજ;
બોજ ઉપાડે બળદિયા, એ સૌ પરને કાજ.

આલફ્રેડ દહાડે દહાડે મોટો થતો ગયો. ને પ્રવાસે કરીને નવી નવી વાતો તેના જાણવામાં આવી હતી. વળી તે વિચારવંત હોવાથી દરબાર માંહેની સર્વ ખટપટ સ-મજી શકતો હતો અને તેના અભ્યાસને માટે જૂદિથ ઘણી કાળજી રાખતી હતી. તે તેની જોડે જૂદા જૂદા વિષયો ઉપર વાત કરે, નવી નવી વાતોથી પૂછીને વાકેફ થવામાં તેને ઉત્તેજન આપે, તેને જે સમજાય નહિ તેની સમજણ પાડે, અને ટૂંકામાં તેની બુદ્ધિ ખીલીને તે હોશિયાર થાય એવો દરેક ઉપાય તે ઘણા ઉમંગથી કરતી હતી, કેમકે તેને એ ઘણો લાડકો હતો. છોકરૂં જેની જેની હઠ લે તે પૂરી પાડવાથી આખરે એનામાં હઠ, રીસાળપણું, અમ-ર્યાદા વગેરે કેટલાએક દુર્ગુણ આવ્યા વિના રહેતા નથી, ત-થાપિ આ છોકરાની વાત તેવી નહોતી. તે જો કે ઊમરે નાનો પણ બુદ્ધિમાં ઘણો મોટો હતો. અને આપણને કેવી રીતે ચાલવામાં ફાયદો છે તે તે નાનપણથી સમજતો હ-તો. માટેજ તેણે ઘણીજ હોશિયારી વાપરીને ઉપલા દુર્ગુ-ણો પોતામાં દાખલ થવા ન દીધા.

આલફ્રેડને એંગલોસાકસન ભાષાની કવિતાનો ઘણો છંદ હતો. તેમાં લડાઈઓ, શૂર પુરૂષોનાં ચરિત્રો અને મુ-સાફરીઓમાં સંકટ ઈત્યાદિનું ચિત્તવેધક વર્ણન તેને ઘણું ગમતું હતું. શિવાજી મહારાજ અને આપણા બીજા ના-માંકિત રજપૂત રાજકુમારોને મહાભારત અને ભાગવતનું કાવ્ય તથા મહાન સિકંદરને હોમરકૃત ઇલિયડનું કાવ્ય જેવું પ્રિય હતું તેવું આંગ્લોસાકસન કાવ્ય આલફ્રેડને વહાલું હતું. તે વખતે તેને લખતાં વાંચતાં આવડતું નહોતું, તેથી તે માંહેનાં પદો તેને મોઢે ગોખવાં પડતાં હતાં.

આ વેળાએ આલફ્રેડની ઊમર આશરે બાર વરસની

હતી. તેની એટલી મોટી ઊમર થયા છતાં અને તેને ભણાવવાને માટે આટલી કાળજી છતાં તેને લખતાં વાંચતાં આવડતું નહોતું એ સાંભળીને મોટું આશ્ચર્ય લાગ્યા વિના રહેતું નથી. તથાપિ તે વખતે એવો ચાલ હતો કે જેને કામ ધંધો કરીને પેટ ભરવું પડે તેણેજ માત્ર લખતાં વાંચતાં શીખવું, પણ રાજપુત્ર જેવાને એ શીખવામાં હલકાઇ ગણાતી હતી. તેથીજ તે આલફ્રેડને કોઈએ શીખવ્યું નહિ. તે વખતે કારકુનનું કામ કરનારાઓ અને ધર્મોપદેશકોનેજ માત્ર વાંચતાં લખતાં આવડતું હતું. રાજા, રાજપુત્ર, પ્રધાન, સેનાધિપતિ, સરદાર વગેરે મોટા માણસોના નામના કાગળપત્રો ઉપર તેઓ પોતાની સહીના બદલામાં આપણા આગલા રાજાઓની પેઠે સાથીઓ, કટાર, કામઠું વગેરેની નિશાની કરતા હતા.

વળી તે વેળાએ પુસ્તકો છાપવાની કળા કોઈને માલમ નહોતી. તેથી લોકોમાં હાથનાં લખેલાં પુસ્તકો વાપરવાનો ચાલ હતો. અને તે ઘણાં થોડાં હતાં કેમકે તે તૈયાર કરવાને ઘણો વખત લાગતો. આપણી ગૂજરાતમાં જ્યારે છાપખાનાં નહોતાં ત્યારે એક ભાગવતની પ્રતના ૨૦૦ રૂપિઆ બેસતા તેજ આજે છાપેલી દશ રૂપિએ મળે છે; માટે આગલા વખતમાં શ્રીમંતોજ પુસ્તકો રાખતા. તેમાં કાગળને બદલે સારાં કમાવેલાં ચામડાં અને તેમાં સોનેરી સાહીથી સારા અક્ષરો અને વેલબુટ્ટા કાઢવામાં આવતા હતા. જૂડિથ પોતાના પિયરમાં આંગ્લોસાકસન ભાષા શીખી હતી અને તે પુસ્તકો વાંચવામાં ઘણી હોંશીલી હતી. તેની પાસે સોનેરી વેલબુટ્ટા કાઢેલું આંગ્લોસાકસન ભાષામાં લખેલું એક પુસ્તક હતું. તે એકવાર પોતાના ઓરડામાં બેઠીબેઠી પેલી ચોપડી વાંચતી હતી, એવામાં આલ-

ફ્રેડ અને તેનો બીજો ભાઈ સહજ ત્યાં જઈ ચઢ્યા અને બંને જણા તેની પાસેથી તે ચોપડી માગવા લાગ્યા; ત્યારે તેણીએ તેમને કહ્યું કે, "જે એ વાંચવા શીખશે તેને હું એ ઈનામ આપીશ." એ તેનો ઉત્તર મનમાં રાખીને આલ્ફ્રેડે તરત એક શિક્ષક રાખ્યો અને થોડા દિવસમાં તે તેની પાસે વાંચતાં શીખ્યો. પછી તે ધારેલું પુસ્તક ઘણુંજ ઉમંગથી તેણે જૂડિથ પાસેથી મેળવ્યું. ગરીબનું છોકરૂં જેને સર્વ પ્રકારની તંગી હોય તેને બે અક્ષર શીખવવા સારૂ તેનાં માબાપ પરાકાષ્ટાની મહેનત કરે છે, વળી તેનો નિર્દય ગુરૂ ઢોરમાર મારે છે તે જૂદોજ, તોપણ તેને ભણવાનું મન થતું નથી. અને નસીબમાં વિદ્યા હોય તો આલ્ફ્રેડની પેઠે, સર્વ સુખ સામગ્રી હોઈ, કોઈને ભણાવવાની દરકાર નહિ, તો શિક્ષાનો ભય તો ક્યાંથીજ હોય? એમ છતાં વિદ્યાભ્યાસ માણસથી થઈ શકે છે!

આલ્ફ્રેડનો આંગ્લોસાકસન ભાષામાં સારો અભ્યાસ થયા પછી તેને લાટીન શીખવાની મરજી થઈ. કારણ યૂરોપના સર્વ દેશના વિદ્વાનો તેજ ભાષા બોલતા હતા, અને તેમનો સર્વ પત્રવ્યવહાર પણ તેજ ભાષામાં ચાલતો હતો; વળી ધર્મ સંબંધી પુસ્તકો, શાસ્ત્રીય વિષયનાં પુસ્તકો, ઈતિહાસ, પ્રાચીન કથા ઇત્યાદિ સર્વ પ્રકરણો તેજ ભાષામાં લખેલાં હતાં તે સર્વે પોતાને જોવાની તેના મનની ધારણા હતી.

એવી રીતે આલ્ફ્રેડનું મન વિદ્યા તરફ રોકાયા છતાં તે બીજા કામથી બેદરકાર નહોતો. તે ઘણો ચપળ અને જોરાવર હતો. તેની બેસવા ઊઠવાની રીત સભ્ય અને મનોહર હતી તથા તે શરીરે સુદૃઢ હતો. વળી તે દંડ કુસ્તી ઇત્યાદિ તાલેમના ખેલોમાં કસાયલો હતો અને શિકારના કામમાં તો આખા બ્રિટનમાં તેના જેવો કોઈજ નહોતો.

મતલબ કે રાજ્યપદ મેળવવા અને સંભાળવાના કામમાં જે ગુણ માણસને જરૂરના હોય છે તે સર્વ તેનામાં હતા એવું લોકોના જોવામાં આવ્યું.

એડલબાલ્ડ અને જૂદિથનો જે સંબંધ જોડાયો તેથી ઇંગ્લાંડના સર્વ લોકોને માઠું લાગ્યું અને તેઓ તેને ધિક્કારવા લાગ્યા. અને વિંચેસ્ટરના ધર્માધિકારીએ તો તેને જાતિ બહાર કાઢ્યાનું જાહેર કર્યું. તેથી એડલબાલ્ડને મોટો પસ્તાવો થયો અને તરત તેને છોડી દીધી. એટલુંજ નહિ પણ તે પાપ માટે જે પ્રાયશ્ચિત ધર્માધિકારીઓએ ફરમાવ્યું તે લેવા સુદ્ધાં તૈયાર થયો. એટલું થતાં જૂદિથ પોતાના બંને ધણીઓ તરફથી ઇનામ અકરામ મળેલી જાગીર વગેરે વેચી નાંખીને, પોતાની જંગમ મિલ્કત સાથે લઇ પોતાને પિયર ચાલી ગઇ. એ જ્યારે ઇંગ્લાંડમાંથી નીકળી ત્યારે આલફ્રેડને ઘણું માઠું લાગ્યું. જૂદિથે ફ્રાન્સ ગયા પછી થોડા દિવસમાં એક રાજાને પોતાનો ત્રીજો ધણી કર્યો. તેનું રાજ્ય બાલ્ટિક સમુદ્ર અને ર્‌હેન નદીની વચ્ચે હતું. એ ત્રીજી વારનું તેનું લગ્ન પોપની પરવાનગીથી મોટી ધામધૂમથી થયું. હવે એ જૂદિથની બીજી હકીકત કહેવાનું કંઈ પ્રયોજન નથી, કારણ કે મહારાજા આલફ્રેડના ચરિત્ર સાથે હવે તેનો સંબંધ નથી, પણ ઉપર જે કાંઇ કહ્યું છે તે ઉપરથી તે વેળાના લોકોની રીત અને ધર્મસ્થિતિ કેવી હતી તે જાણવા સારૂ લખવું પડયું છે. વળી એક બીજો ગ્રંથકાર ઇંગ્લાંડની લોકસ્થિતિ માટે આ પ્રમાણે કહે છેઃ—આપણાં કેટલાંક ગામોમાં જેમ બજારો ભરાય છે તેમ તે વખત ઇંગ્લાંડમાં ઘણે ઠેકાણે બજારો ભરાતાં હતાં, હથિયાર ને બખ્તર બનાવવાનાં કારખાનાં હતાં. ઘરો દેખાવડાં નહોતાં. સાક્સન સ્ત્રીઓ શીવવા ભ-

રવામાં હોંશિયાર હતી. જમણવારને પ્રસંગે સ્ત્રી પુરૂષોના મેળાવડા થતા. તે વેળાએ ત્યાં વાજાં વગાડીને ગાનારા ગાઇ, નાચી, ડોળ કરીને મનરંજન કરતા હતા. લોકના ત્રણ વર્ગ હતા. જાગીરદાર કે સરદાર, ખેડૂતો અને ગુલામો.



## ભાગ ૨ જો.

પાછલા ભાગમાં મહારાજા આલફ્રેડના વડીલો, તેનો જન્મ, બાળપણ, વિદ્યાભ્યાસ, અને તેના મોટા ભાઇની કેટલીક હકીકતનું વર્ણન કરવામાં આવ્યું. હવે તે ગાદીએ બેઠો તે સમયનું કથન કરવાનો પ્રસંગ આવ્યો છે; માટે તે વખતે ઇંગ્લાંડની સ્થિતિ કેવી હતી તે આ ઠેકાણે જણાવવાની જરૂર છે.

આ વખતમાં ઇંગ્લાંડમાં મોટી ગડબડ મચી રહી હતી. લોકોને લગારે જંપીને બેસવા વારો નહોતો. દરેક જણ પોતાના ગુજરાનની અને જીવ બચાવવાની ફીકરમાં હતો. અને એ બધી આફતનું મૂળ ડેન લોકોના હુમલા હતા. તેમની સવિસ્તર હકીકત આ ઠેકાણે લખવાની જરૂર અને વખત નથી, તોપણ તે વેળાની હાલતનો કાંઇ અડસટ્ટો વાંચનારના મનમાં આવવા સારૂ કંઇ ટંકામાં કહેવું પડે છે.

ડેન્સ લોકો સ્વભાવે લુચ્ચા અને ઘણા ક્રૂર હતા. વળી તેમને ઇંગ્લાંડના લોકો સાથે હાડવેર હતું. તે વેળાની ઇંગ્લાંડની પ્રજા આંગ્લોસાકસનના નામથી ઓળખાતી હતી. તેમનો ડેન્સ લોકોને છેકજ તિરસ્કાર હતો. અને તેમના ખ્રિસ્તી ધર્મનો નાશ કરવાનું જાણે તેમણે પણજ લઇ લીધું હતું. ડેન્સ લોકો મૂર્તિપૂજક હતા. તેમની સ્વારી વહાણમાંથી કિનારે ઉતરે કે પહેલો હુમલો મઠ કે દેવળ

ઉપર કરતા હતા. તેનું એક કારણ ધર્મદ્વેષ હતું. ને બીજું કારણ એવું હતું કે, દેવાલય અને મઠોને સારા બંદોબસ્તની જગા માનીને મોટા મોટા રાજા અને ઠાકોરો પોતાનો ખજાનો તેમાં મૂકતા હતા, એ વગર તેમાંનાં જોગી જોગણોને ધર્મ કૃત્ય કરવાનાં તરેહ તરેહનાં સોના રૂપાનાં વાસણો અને કીમતી વસ્ત્રો મળેલાં હતાં, તે સર્વ લૂંટી લેવાની તેમને ઘણી લાલચ હતી. માટેજ તેઓને ભજનાલય અને મઠ ઉપર હુમલો કરવાને જેટલું જોમ છૂટતું હતું તેટલું બીજા કોઇપણ કામમાં છૂટતું નહોતું. વળી તેઓ ખ્રિસ્તી ધર્મ ઉપરનો તેમનો દ્વેષ અને દ્રવ્યલોભ એ બેથીજ પોતાની ઇચ્છા પૂરી કરીને નિરાંતે બેશી રહેતા નહોતા પણ ત્યાં જે જુવાન અને રૂપાળી જોગણો રહેતી હતી, તેમનું શિયલવ્રત ભંગ કરીને પોતાની દુષ્ટ અને પાપી કામવાસના પૂરી કરતા હતા. એ બાબત એક ભયંકર વાત જૂના પુસ્તકમાં લખેલી છે. તે એવી કે, એક મઠ ઉપર જ્યારે ડેન્સ લોકોએ હલ્લો કર્યો ત્યારે તેમના ક્રૂર અને પાપી સ્વભાવથી ડરીને ત્યાંની જુવાન જોગણોએ તે માંહેની એક ઘરડી જોગણની સૂચના ઉપરથી પોતાના પવિત્ર શિયલવ્રતના રક્ષણ સારૂ પોતાનાં મોઢાં, નાક, ગાલ, કાન અને કપાળને ઊઝરડીને કે કાપીને લોહીલુહાણ કરી મેલ્યાં હતાં. તેમની એ યુક્તિ સફળ થઇ. પરમેશ્વરે કરી રાખેલા નીતિ માર્ગે ચાલનારાં માણસને વિના કારણ એવી વિપત્તિ ભોગવવી પડે છે. એ જોઇને મનને ઘણું માઠું લાગે છે.

ઇંગ્લાંડની પૂર્વમાં આવેલા લિંકનશાયર પરગણાના દક્ષિણ ભાગમાં ક્રૌનલાંડ નામે મઠ તે વેળાએ ઘણો નામીચો હતો. તેમાં ઘણા જોગીઓ રહેતા હતા, તેઓમાં

ક્રાયરજોલી નામે એક મહંત હતો. તે એકવાર પોતાના બસેં અનુયાયી સાથે લઇને ડેન્સ લોકો જોડે લડવાને ગયો હતો. એ ઉપરથી તે વેળાના જોગીઓ કેવા હતા તેનું સહજ અનુમાન થઇ શકશે.* તે મઠ તો હવે ભાગી તૂટી ગયો છે પણ તેનું ખંડેર હજી દીઠામાં આવે છે.

લોકોમાં લડવાની ઈચ્છા અને એટલી તૈયારી છતાં પણ ડેન લોકો આગળ તેમનું કશું ચાલતું નહોતું. ડેન લૂટારા પાસે મોટી મોટી ઢાલો હતી તે અગાડી ધરીને શત્રુ તરફથી આવતા બાણથી પોતાનો બચાવ કરતા, અને હાથ માંહેના ભાલાવડે દુશ્મનના સ્વારોને પોતાની પાસે આવવા ન દેતાં પહોરના પહોર સૂધી લડયા કરતા. ને પછી થાક્યાનું ડોળ કરીને લડાઇના મેદાનમાંથી જતા રહેતા; સાકસનો નિર્ભયપણે જરા આમ તેમ ફરવા લાગે કે તરત તેમના ઉપર તૂટી પડીને દુશ્મનને કાપી નાંખતા; એવી તેમની લડવાની રીત હતી.

એકવાર એવી કતલ થઈ રહ્યા પછી કેટલાએક ઘાયલ થએલા સાકસન લોકો પેલા મઠવાશીઓને ખબર કહેવા સારૂ ક્રોનલાંડના દરવાજામાં જઇ ઊભા તે વખતે માંહેના જોગીઓ ઇશ્વર પ્રાર્થનામાં ગુંથાયલા હતા. તેમાં મુખ્ય થિઓડર નામે હતો તેણે આ ભયંકર ખબર સાંભળીને શી રીતે બચવું તેનો વિચાર કરવા લાગ્યો. તેમાં એમ ઠર્યું કે, તે માંહેના અતિ વૃદ્ધ અને બાળકોને મૂકીને બાકીના ત્રીશ માણસોને હોડીમાં બેસાડી તેની સાથે પોતાની સર્વ કીમતી ઇસ્કામત નિર્ભય ઠેકાણે

---

* આપણા દેશના ખાખી બાવા નામના જોગીઓ એવીજ પ્રકૃતિના હોય છે.

મોકલી દેવી. તેની મતલબ એવી હતી કે નિર્દય દુશ્મનો પોતાના મઠ ઉપર હુમલો કરે તો ઘરડા સાધુ અને અનાથ બાળકોને જોઇ તેમની દયા લાવીને છેડે નહિ અને તેમને દ્રવ્યલાભ પણ થાય નહિ. માણસ જ્યારે પોતાનો બચાવ બહાદૂરીથી કરી શકતો નથી ત્યારે તેણે ગરીબાઇથી કરવો ઘટે છે.

પેલી હોડીઓ ઠરાવેલી જગાએ જઈ પહોંચી. ત્યાં નિર્ભય જગા જોઇને તેના માણસોએ પેલા ત્રીશ આશામીઓને જંગલમાં નસાડી મૂક્યા અને પેલો માલ જમીનમાં દાટી દીધો. થોડાંક વાસણો ને લૂગડાં મઠમાં રહેવા દીધાં હતાં તે પણ નજરે ન ચડે એમ સંતાડ્યા પછી હમણાં ધાડ આવી પહોંચશે એમ જણાતાંજ પોતાના સાથીઓ સાથે થિઓડર હોમકુંડ પાસે બેશીને મોટા ભાવથી ઇશ્વરાધના કરવા બેઠો. એમ કરવાની મતલબ એટલીજ કે એવી સ્થિતિમાં ડેન લોકો આપણુને જુવે તો ઈશ્વરથી ડરીને પીડા ન કરે. તથાપિ પાષાણહૃદયવાળાઓને પરમેશ્વરની પ્રાર્થનાથી કે બીજાથી શું ? તેઓએ મઠમાં પેસતાંજ લાગલો થિઓડરને મારી નાંખ્યો, ને પછી બીજાઓની પણ એ વલે કરી. પેલા વૃદ્ધ મઠવાશીઓનું સાધુત્વ અને બાળકોનું અનાથત્વ જોઇ નિર્દય પશુઓના અંતઃકરણમાં દયા આવી નહિ. પણ તેમાંથી એક દશ વરસનો છોકરો ચમત્કારિક રીતે બચી ગયો. તેનું નામ તુર્ગાર હતું.

એ તુર્ગાર ઘણો રૂપાળો અને તેનો ચહેરો કાંતિવંત હતો, તથા તેના બોલવા ચાલવાની લઢણ મનોરંજક હતી. એ મઠમાં જ્યારે તરવારના ઝટકા ઉપર ઝટકા ચાલી રહ્યા હતાં ત્યારે ડેન લોકોના સરદાર કૌંટસિદ્રોકની નજર તેના ઉપર પડી અને તેથી તેને બચાવવાની તેને પ્ર-

ચ્છા ઉત્પન્ન થઇ માટે તેણે તેને તેની જાતમાંથી એક તરફ ખેંચી લીધો ને ડેનનો પોશાક પહેરાવ્યો. તેને હમેશ પોતાની પાસે રહેવાનું ફરમાવ્યું તેવી રીતે તેપણ ખરેખરા ડેન જેવો થઇને તેની પાસે રહ્યો.

મઠ માંહેની કતલ પતી રહ્યા પછી તેમાંથી જે કંઇ જડયું તે લઈને મઠને સળગાવી મૂક્યો. તેમાં પેલાં મૂડદાં પણ બળી ગયાં. ત્યારપછી એક બીજા મઠની પણ દુર્દશા કરી નાંખી. તેમાંની મળેલી લૂટને મજબૂત પેટીઓમાં ભરીને તે બધી પેટીઓ ગાડીઓમાં ભરીને દક્ષિણ તરફનો રસ્તો લીધો. એ માંહેની કેટલીક ગાડીઓ ખુદ કૈંટસિદ્રોકના તાબામાં હતી અને તે સર્વની પછાડી હતો. તેઓ એક નદીમાંથી સામે પાર જતાં ગાડીનાં પૈડાં કાદવમાં ચોટી ગયાં તે કેમે કર્યાં નીકળે નહિ. તેને કહાડવાની ખટપટમાં કૈંટસિદ્રોકને ગુંથાયેલો જોઇ પેલો છોકરો તુર્ગાર નજર ચૂકવીને એક ઝાડીમાં સંતાઇ પેઠો. અને કેટલીક વારે રાત્રે મુસાફરી કરતો પોતાના મઠમાં જઇ પહોંચ્યો.

આણીમેર ક્રૌનલાંડમાંથી ડેન લોકો ગયા કે જે જોગીઓ હુમલાની ગરબડ વેળાએ જંગલમાં નાશી ગયા હતા તે પાછા આવ્યા, અને તેમણે પોતાની માંહેના એકને મહંત સ્થાપીને પાછું પહેલાંની પેઠે કામ ચલાવવા લાગ્યા. ડેન લોકોએ જે મઠ બાળી નાંખ્યો હતો અને સામાન લૂટી લીધો હતો તેને ફરીથી ઠામ પાડતાં ઘણી વાર લાગી નહિ. કેમકે તે મઠવાશી જોગીઓ વિલક્ષણ ઉદ્યોગી હતા, અને તેમના ઉપર આસપાસના લોકોનો ભાવ ઘણો હતો.

ડેન લોકોના સંબંધમાં આવેલા ઍંગ્લો સાકસનોની બીજી ઘણી વાતો પુસ્તકોમાં લખેલી છે, તે એવી ચમત્કારિક છે કે, તે ખરી પણ માની શકાય નહિ. એડમંડ નામે

એક રાજા ઇંગ્લાંડના પશ્ચિમ ભાગ ઉપર રાજ્ય કરતો હ-
તો, તેની જોડે ડેન લોકોને એક અજાયબ વાત ઉપરથી
થોડું વેર બંધાયું. એવી રીતે કે લોથબ્રાક નામે એક જુ-
વાન હિંમતવાળો ડેન હતો, તે એક નાની સરખી હોડી-
માં બેશીને જર્મન સમુદ્રમાં આવેલા એક બેટ ઉપર શિ-
કાર કરવા સારૂ જવા નીકળ્યો. તેણે પોતાનો બાજપક્ષી
જોડે રાખ્યો હતો. કૂતરાને જેમ જમીન ઉપરનાં ચોપગાં
પકડી લાવવાને શિકારીઓ શીખવે છે તેમ તેણે બાજપ-
ક્ષીને બીજા પક્ષીઓને પકડી આણવાનું શીખવ્યુ હતું. એ-
વા બાજપક્ષીઓને પાસે રાખીને કેળવવાની ચાલ તે વેળા-
ના લોકોમાં ઘણી હતી. અને હાલના જર્મનો લડાઇની વેળાએ
સંદેશા લઈ જતાં ખબૂતરોને પકડી લાવવાને બાજપક્ષી-
ઓને કેળવી રાખે છે. અને ઘેરાયલા શહેરોના જ્યારે સ-
માચાર બંધ પડે છે ત્યારે તે માંહેના લોકો ખબૂતરની કો-
ટે કાગળો બાંધીને ઉરાડી મૂકીને વહેવાર ચલાવે છે, તે
બંધ પાડવાને બાજપક્ષીની મારફત પેલાં સંદેશા લઈ જ-
નાર ખબૂતરોને પકડી મંગાવી સંદેશા બંધ પાડે છે. એવો
છેલ્લો બનાવ ઈ. સ. ૧૮૭૦ માં પારિસ ઉપર જર્મનોએ
નાંખેલા ઘેરાની વેળાએ બન્યો હતો.

પેલો લોથબ્રાક કેટલીકવાર સૂધી પોતાની હોડી સા-
વચેતીથી હંકારતો ઘણે દૂર સૂધી ગયો પણ પછી એકા-
એક દરિયામાં તોફાન ઊઠીને સમુદ્રના મોટા મોટા મોજા
આવવા લાગ્યા. તેથી પેલી હોડી લોથબ્રાકના હાથમાં રહી
નહિ ને આખરે તે ઇંગ્લાંડના કિનારા પાસે ડૂબી ગઇ, ને
માલિક તરતો તરતો કિનારે આવી પહોંચ્યો. તે વેળાએ
પણ પેલો બાજ તેની સાથે હતો.

પોતાના દુશ્મનના દેશમાં આવી પડ્યાથી લોથબ્રાકને

મહા માઠું લાગ્યું; તોપણ પોતે કોણ છે તે તેમને ન જ-ણાવવાનો ઠરાવ કરીને આખો દહાડો જંગલમાં રહેનો અને કંદમૂળ ખાઇને ગુજારો કરતો. તથાપિ કેટલેક દહાડે ઓ-ચિંતો કેટલાએક આંગ્લો સાકસનોની તે નજરે પડયો. તેમણે તેને ઓળખ્યો એટલે તેને પકડીને રાજા પાસે લાવ્યા. ત્યારે પણ પેલો બાજપક્ષી તેની સાથે હતોજ.

લોથબ્રાકનો ચહેરો જોઇને એડમંડ રાજાને આનંદ થયો અને તે ઇગ્લાંડમાં શી રીતે આવ્યો તેની હકીકત સાંભળીને ઘણો અજાએબ થયો. પછી કોઇ પણ તરેહની તેને અડચણ ન કરવાની પોતાના માણસોને આજ્ઞા આ-પી; અને તેને છોડી દીધા પછી કેટલેક દહાડે સાંભળવા-માં આવ્યું કે લોથબ્રાક શિકારના કામમાં ઘણો ખબરદાર છે તેથી રાજાએ તેને પોતાની પાસેજ રાખ્યો. અને શિ-કારની વેળાએ તેને સાથે રાખવા લાગ્યો. અને તે પણ રાજા સાથે ઇમાનદારીથી ચાલવા લાગ્યો.

વળી ઇંગ્લાંડમાં તેણે એક શિકારી કૂતરો પાળ્યો હ-તો. તેને લીધે રાજાની તેના ઉપર વિશેષ મહેરબાની થ-ઇ. શિકારના કામમાં લોથબ્રાક કહે તે પ્રમાણે થાય. જૂઓ દેશના સંબંધમાં રાજાને જે દુશ્મન લાગવો જોઈએ તે તેના ગુણવડે મિત્ર થઇ બેઠો. એ વાત ધ્યાનમાં રાખવાની છે.

રાજદરબારમાં કાવાદાવા ઘણા હોય છે. ત્યાં રહેવાનું કામ ઘણું જોખમ ભરેલું હોય છે. દરબારી લોકોની સ્થિ-તિ એવી હોય છે કે, કંઇએ ગુન્હો ન કર્યો છતાં પણ બીજાઓ તેની અદેખાઇ કરે છે, ને કોઈ વાર એમ કેટ-લાક નિર્દોષ માણસો તેના ભોગ થઇ પડે છે. લોથબ્રાકની તેવીજ અવસ્થા થઇ. એડમંડ રાજાના દરબારમાં બિરોન નામે એક ગૃહસ્થ હતો. તે પણ શિકારના કામમાં કાબેલ

હતો તેથી રાજાને ઘણો વહાલો હતો અને શિકારમાં તો તેના વિના એક ડગલું પણ જતો નહિ. તે લોથબ્રાકની અદેખાઈ કરવા લાગ્યો. અને તે એટલે સુધી કે દાવ ફાવે તો તેનું કાટલું કહાડી નાંખવાનો ઠરાવ તેણે કર્યો. પછી કેટલેક દહાડે રાજા જોડે રાનમાં શિકારે બંને ગયા હતા તેમાં એક હરણની પછવાડે દોડતાં તે બંને એક ઘીચ ઝાડીમાં એકઠા થયા એટલે બિરોને ત્યાં લોથબ્રાકને મારી નાંખ્યો. અને કોઇના જાણવામાં ન આવે માટે તેનું મૂડદું ડાટી દીધું ને પછી ઘેર આવ્યો. તે વખતે તેની સાથેના બધા શિકારી કૂતરા તેની સાથે આવ્યા પણ લોથબ્રાકનો પેલો કૂતરો તેના ધણીને જ્યાં દાટ્યો હતો તે જગાએ શોક કરતો બેશી રહ્યો. લોથબ્રાક કેમ ન આવ્યો એમ રાજાએ અને બીજા દરબારીઓએ બિરોનને પૂછ્યું ત્યારે બિરોને કહ્યું કે હરણની પાછળ દોડતો દોડતો જંગલમાં ગયો તે ગયો પછી પાછો આવ્યોજ નથી અને તેનું શું થયું તે હું જાણતોએ નથી.

પણ પેલો કૂતરો ધણીની કબર પાસે બેઠો હતો તેને ઘણી ભૂખ લાગવાથી ઘેર આવ્યો ખરો, પણ ખાધું કે તરત પાછો જઈને તે જગાએ બેઠો. એમ કેટલાક દિવસ જતાં દરબારના લોકોની નજરે પડ્યું, એટલે કેટલાંક માણસો મોકલીને તે જગા ખોદી જોતાં લોથબ્રાકની લોથ મળી આવી. તે ઉપરથી તપાસ થતાં ખૂનનો અપરાધ બિરોન ઉપર સાબિત થવાને કશી અડચણ પડી નહિ. અને રાજા તેના ઉપર ઘણો ગુસ્સે થયો. ને એવો ઠરાવ કર્યો કે, લોથબ્રાકની ભાગેલી હોડી જે કિનારા ઉપર ડૂબી છે તેમાં બિરોનને બેસાડીને સમુદ્રમાં હડસેલી દેવો. અને ફરીથી આપણા દેશમાં તેને પગ મૂકવા દેવો નહિ.

હુકમ પ્રમાણે તે હોડી હડસેલી દીધા પછી દરિયામાં મોટું તોફાન જાગ્યું. તેની છોળોથી પેલી હોડી ઘસડાતી ઘસડાતી બાલ્ટિક સમુદ્રને કાંઠે જ્યાં લોથબ્રાકના વડીલોની જાગીર હતી ત્યાં જઇને લાધી. લોથબ્રાક મોટા શ્રીમંત કુળનો પુરૂષ હતો, અને તેના મિત્રો પણ ઘણા હતા. એ વિના તેને બે તો દીકરા હતા. તે પણ ઘણા ઉદ્યોગી અને હિંમતવાન હતા. વળી આ વેળાએ ચમત્કાર એવો બન્યો કે, હોડી પણ છેક તેના ઘરની પાસેજ આવીને અટકી, તેથી ઝટ તેમને માલમ પડયું કે આપણા બાપની હોડીમાં બેશીને કોઇ આંગ્લોસાક્સન માણુસ આવ્યો છે. તેથી તે બિરોનને પકડીને તેની તપાસ કરવા માંડી ત્યારે બિરોને પોતાનો ગુન્હો છુપાવવા સારૂ કહ્યું કે, તમારા બાપ લોથબ્રાકને ઇંગ્લાંડના રાજા એડમંડે મારી નાંખ્યો છે. એ સાંભળીને પેલા તેના છોકરાઓને ઘણું માઠું લાગ્યું અને સઘળી હકીકત તેમણે પોતાની જાતના લોકોને તથા પોતાના રાજાને જણાવી. અને તેનું વેર લેવા સારૂ ઇંગ્લાંડ ઉપર હુમલો કરવાની તેમને વિનંતિ કરી, તે તેમણે કબૂલ કરી ને તરત હોડીઓમાં પોતાના શૂરા સિપાઈઓને બેસાડીને તે હોડીઓ ઇંગ્લાંડ ભણી રવાને કરી.

એડમંડ રાજા દયાળુ અને ઘણા શાંત સ્વભાવનો હતો, અને પરોપકાર કરવામાં તો તે ઘણો નામીચો ગણાતો હતો. દેશમાં સમાધાની રાખીને લોકોના સુખ સારૂ કામો કરવાથી તેને જેટલો સંતોષ થતો તેટલો બીજા કોઇ કામથી થતો નહોતો. તેને લડાઇઓ અને હુમલા ગમતા નહોતા. તેથી તે લડાઇને માટે બીલકૂલ તૈયાર નહોતો. એવી સ્થિતિમાં ડેન લોકોનું લશ્કર કિનારા ઉપર આવ્યાની તેને ખબર મળી ત્યારે હવે શું કરવું તેનો તેને મોટો વિ-

ચાર પડ્યો. તેની હિંમત હારી ગઈ તેથી છાનોમાનો હેગ્લિસડ્યૂન નામે છેક અજાણી જગાએ એક ખૂણામાં જઇને ભરાઇ બેઠો. આણીમેર ડેન લોકોએ કેટલાંક શહેરો જીતી લીધાં અને રાજાનો શોધ કરવા માંડ્યો. પહેલાં તો તેનો કંઇ પત્તો લાગ્યો નહિ પણ પછી કેટલાએક એંગ્લો સાકસનોની મારફાડ કરતાં રાજા ક્યાં સંતાયો છે તે તેમણે બતાવ્યું. ડેન લોકોનો મુખ્ય સરદાર હિંકાર નામે હતો. તેણે એડમંડ રાજાને કહાવી મોકલ્યું કે તમારે તમારો સર્વ ખજાનો અમારે સ્વાધીન કરી દઇને શરણ આવવું એટલે અમે કંઈ અડચણ કરીશું નહિ. એ તેમનું કહેવું રાજાએ કબૂલ ન કરવાથી હિંકારે પોતાના કેટલાક સિપાઇઓને તણીમેર મોકલીને તે જગાને ઘેરો ઘાલ્યો અને કેટલીકવારે તે ઠેકાણામાં બાકોરૂં પાડીને સિપાઇઓ માંહે ધશી ગયા. તે મારામારીમાં એડમંડના સઘળા ચાકર નફ્ફરો મરી ગયા અને રાજાને મુસ્કે બાંધીને હિંકાર આગળ આણ્યો.

ડેન સરદાર અવિચારી હતો. તેણે એડમંડના અપરાધની તપાસ કરવાની ભાજગડમાં ન પડતાં એકદમ મારી નાંખવાનો ઠરાવ કર્યો પ્રથમ તો તેને એક ઝાડ સાથે બાંધ્યો. અને એક મોટી ચાબકવડે તેને ઢોરની માફક ઝાડી કહાડ્યો. ને પછી તેના ઉપર તીરનો વરસાદ વરસાવ્યો. આ બધી આફતમાં પણ એ ધાર્મિક રાજા એક સરખો ઈસૂખ્રિસ્તનો જપ કરતો હતો તેથી તેના મનને વચ્ચે વિશ્રાંતિ મળતી હોય એમ દેખાતું હતું; પણ એ જપ સાંભળીને ડેન લોકોને વધારે ચીડ ચડી અને તેથી તેને વધારે દુઃખ દેવા લાગ્યા; તોપણ તેણે ઇશૂનો જાપ મૂક્યો નહિ, ત્યારે ડેન લોકોએ તેનું માથું કાપી નાંખ્યું. ને તે તેની પ્રજાને હાથ આવે નહિ તે માટે તે માથું જંગલમાં

લઇ જઇને નાંખ્યું.

પછી રાજાનું ધડ ત્યાંજ પડતું નાંખીને ડેનો ચાલ્યા ગયા. ત્યારપછી તેની પ્રજા માંહેના કેટલાકો ત્યાં આવ્યા અને રાજાની આવી દુર્દશા જોઇને ઘણા દુઃખી થયા. પછી તેની પ્રેતક્રિયા કરવાનો મનસૂબો કર્યો પણ તેમાં માથા વિના કામ અટકી પડ્યું એટલે તેનો શોધ કરવા લાગ્યા. તે બાબતની વાતો પુસ્તકમાં લખેલી છે તે ખરી લાગતી નથી. તેમાંની એક એવી છે કે, તે લોકો માથું ખોળતા જંગલમાં હીંડતા હતા. ત્યારે માથામાંથી અવાજ થયો કે હું ફલાણી જગાએ છું. બીજી એવી વાત છે કે, એક વરૂએ તે માથું પોતાના આગલા પંજામાં પકડીને તેને દાટવાની જગા ઉપર લાવી મૂક્યું ને પછી તે માથું પોતાની મેળેજ ધડ ઉપર જઈ વળગ્યું. આ બંને વાતોમાં સત્ય ઘણુંજ થોડું છે. ઘણું કરીને નથીજ એમ કહીશું તો ચાલશે. માટે એ ઈતિહાસમાં દાખલ કરવા લાયક નથી એ ખરૂં છે. તથાપિ તે વેળાના લોકો તેને ખરી માનતા હતા. આ ઉપરથી તે કેટલા ભોળા હતા અને તેમનામાં કેટલી અજ્ઞાનતા હતી એ ખુલ્લું માલમ પડે છે.

આલફ્રેડ ગાદીએ બેઠો તે વખત પ્રજાની હાલત એવી હતી. તે બધા રોમન કયાથોલિક પંથના હતા. તે પંથના ઉપર તેનો પૂર્ણ વિશ્વાસ હતો. તે પંથનો મુખ્ય અધિકારી ઈટાલીનો પોપ તો તેને પરમેશ્વર જેવો લાગતો. તેમણે પોતાનાં છોકરાંઓ સારૂ રોમમાં બહુ વરસ પહેલાં એક મોટી નિશાળ કહાડી હતી. તેનો જીર્ણોદ્ધાર એડલ ઉલ્ફે કર્યાની વાત તો આગળ આવી ગઈ છે. એની પહેલાંના એક રાજાએ દરેક ઘર ઉપર આઠ પાઈનો વેરો નાંખીને તેના ઉત્પન્ન થતા પૈસા પોપને ભેટ મોકલવામાં

આવતા હતા. તેથી પોપને ઘણા પૈસા મળતા હતા. એમ કેટલાંક વરસ ચાલ્યા પછી ઇંગ્રેજો પ્રોટેસ્ટંટ પંથ માનવા લાગ્યા ત્યારથી એ કર આઠમા હેનરી રાજાથી બંધ પડ્યો છે.



## ભાગ ત્રીજો.

એડલ ઉલ્ફ ઇ. સ. ૮૫૭ માં મરણ પામ્યો. પછી તેનો દીકરો એડલબાલ્ડ ગાદી ઉપર બેઠો. તે ત્રણ વરસ રાજ કરીને ઇ. સ. ૮૬૦ માં મરી ગયો. પછી તેનો ભાઇ એડલબાર્ટ રાજ્ય કરવા લાગ્યો. તેના અમલમાં ડેન્સ લોકો તેની પ્રજાને પીડતા હતા તે પીડાથી મૂક્ત કરવાને તે મથન કરતાં ૭ વરસ રાજ્ય ભોગવી ઇ. સ. ૮૬૬ માં મૂઓ. તે વારે તેનો ભાઈ એડલરેડ તખ્તનશીન થયો. તે ઘણો શૂરો રાજા હતો. તેને પણ ડેન લોકોથી સંકટ ભોગવવું પડ્યું. તેમની જોડે લડતાં એનો નાનો ભાઇ આલફ્રેડ ઘણી મદદ કરતો હતો. એ બંને ભાઇઓએ ડેન લોકો સાથે માત્ર બે વરસમાંજ નવ લડાઇઓ કરી. રાજા એડલરેડને એક છેલ્લી લડાઇમાં જખમ લાગ્યા હતા તેથી માંદો પડીને ઇ. સ. ૮૭૧ માં મરી ગયો ત્યારે આલફ્રેડ ઇંગ્લાંડનો રાજા થયો.

ખરૂં કહીએ તો આલફ્રેડના જે મોટા ભાઇઓ મરી ગયા, તેમાંના મોટાનો વડો દીકરો રાજગાદીનો વારસ હતો. એ વાત પ્રજા અને રાજકુટુંબના સારા સમજણા માણસોને ખબર હતી. એમ છતાં આલફ્રેડ ગાદીએ બેશીને રાજ કરવા લાગ્યો; પણ કોઈ કંઇ બોલ્યું નહિ. કેમકે તે વખતજ તેવો હતો. આખા ઇંગ્લાંડમાં ડેન લોકો ફરી વળ્યા

હતા. જોર જૂલમ અને મારફાડ ચાલી હતી. લોકો ત્રાહે ત્રાહે પોકારતા હતા. એવી વેળાએ રાજ્યસૂત્ર હાથમાં ઝાલવાને આલફ્રેડના જેવો લાયક પુરૂષ બીજો કોઇ નહોતો. કેટલાએક નામાંકિત ઇતિહાસ લખનારા તો એમ પણ લખી ગયા છે કે, એ વખતે ગાદીએ બેસવાની તેની મૂદલ મરજી નહોતી. તથાપિ સ્વદેશ કલ્યાણની બુદ્ધિથીજ તેણે રાજ્યકારભાર હાથ ધર્યો. એ વાત ખરેખરી નવાઇ જેવીછે.

આ વખતે આલફ્રેડની ઉમર માત્ર બાવીસ વરસની હતી. અને તેનો અભ્યાસ પણ કામ જોગોજ હતો. તથાપિ તેની બુદ્ધિ મોટી હતી. અને તે મૂળથીજ મોટા મનનો હતો. તેને લીધે રાજ્ય મળ્યા છતાં તે મદાંધ થયો નહિ. તેણે પોતાના ભાઇનો મૃત્યુસંસ્કાર યથાવિધિ કર્યો, ને પછી વિંચેસ્ટરના ભજનાલયમાં જઇને રીત પ્રમાણે પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. એ સઘળા સંસ્કારની જગા તેવારે જેવી પવિત્ર મનાતી હતી તેવી આજ પણ મનાય છે. એ ધ્યાનમાં રાખવા જોગ છે. વિંચેસ્ટર ઇંગ્લાંડમાં ધર્મ સંબંધે ઘણું મોટું મનાયલું ઠેકાણું છે. ત્યાંના ધર્માધ્યક્ષની ઊપજ મોટી છે, અને લોકોમાં તેનું વજન પણ વધારે છે. એ વિના ત્યાંનું દેવાલય ઘણુંજ જૂનું જોવા લાયક બાંધણીનું છે એમ કહેવાય છે. પરદેશી મુસાફરો તેને જોયા વિના ઘણું કરીને પાછા વળતા નથી.

પોતાના ભાઇની ઉત્તર ક્રિયા, પોતાનો રાજ્યાભિષેક, અને તેના સંબંધની માનપાનની સભાઓ ઇત્યાદિ કામોથી પરવારીને આલફ્રેડ દેશની હાલતનો વિચાર કરવા લાગ્યો તો તેને જણાઇ આવ્યું કે, જે ડેન લોકોએ આપણી આખી પ્રજાને છેકજ હેરાન કરી મૂકી છે. તેમને પહેલા વેહેલા હરાવવા જોઇએ. માટે તેણે તે કામ સારૂ લશ્કર એ-

કઠું કરવા માંડયું. તેમાં તેને ઘણી મહેનત પડી. કેમકે ડેન લોકો જ્યારે સાકસનને હરાવતા ત્યારે પછીથી તેની ઘણી દુર્દશા કરતા; અને જ્યારે એકાદો સાકસન એકાદા ડેનને હરાવે તો ડેન લોકોનાં ટોળેટોળાં તેનું વેર લેવાને ઉતરી પડે તેના હુમલા ખમવાને તૈયાર રહેવું જોઈએ. કહેવાની મતલબ એટલીજ કે તે વખત સાકસનો નાહિંમત હતા અને તેમના સામર્થ્યનો છેક નાશ થયો હતો.

પણ આલફ્રેડે હિંમત છોડી નહિ. તે જાતે ઘણો બહાદૂર હતો, અને લોકોમાં તેનું વજન પણ ઘણું હતું તેને લીધે બાકી રહેલું જે લશ્કર ચારેમેર વેરાઈ ગયું હતું તેને પોતાની જોડે રહીને ડેન લોકો સાથે લડવા માટે ફરીને એકઠું કર્યું. અને પછી લડવા નીકળ્યો. પહેલી લડાઇ બંને પક્ષ વચ્ચે વિલતન[1] નામની જગાએ થઇ. શરૂઆતમાં તો આલફ્રેડના પક્ષની ઘણી સરસાઈ થઇ પણ પછી કેટલી વારે પાસું ફેરવાયું એટલે ડેન લોકો છુલ્યા ને આલફ્રેડના લશ્કરને મેદાનમાંથી નાશી જવું પડયું. એ વખતે બંને બાજૂનાં ઘણાં માણસો માર્યા ગયાં તેથી બંને પક્ષના લોકો એક બીજાથી બીવા લાગ્યા. અને બંને બાજૂના સરદારો લડાઇનું મોઢું કાળું કરીને એક બીજા સાથે સલાહ કરવાનું ઈચ્છવા લાગ્યા. એ વખત ડેનનો સરદાર હબ્બા નામે હતો. તેણે આલફ્રેડ સાથે એવો કરાર કર્યો કે, “હું મારા માણસો સાથે તારા રાજ્યમાંથી નીકળી જાઉં છું, પણ ઇંગ્લાંડમાં અમે બીજા રાજા સાથે લડીએ તેમાં તમારે હાથ ઘાલવો નહિ” એ કરાર આલફ્રેડે કબૂલ કર્યો. એનું રાજ્ય વેસેકસમાં હતું. એ સિવાય એસેકસ, મર્સિઆ, અને નાર્થમ્બરલાંડનાં રાજ્યો જૂદાં જૂદાં હતાં. આલફ્રેડ સા-

૧ એ જગા સાલિસબરી પરગણાની ઇશાને છે.

થે ઠરાવ થયા પ્રમાણે હબ્બા તેના રાજ્યમાંથી નીકળી ગ-
યો પણ ટેમ્સ નદીને કાંઠે સીધો લંડન શહેર ઉપર આવી
પડ્યો. એ શહેર મર્સિઆના રાજ્યનું હતું. ત્યાં ડેન લો-
કોએ લૂટફાટ કરવા માંડી. કેમકે ત્યાં તેમને રોકનાર કો-
ઈ તેમનો જોરાવર દુશ્મન નહોતો.

એ વખતે મર્સિઆનો રાજા બથ્રેદ નામે હતો, તે
હબ્બા અને તેના લશ્કર સાથે લડવાને સમર્થ નહોતો. અને
તેને આલફ્રેડની સહાય પણ મળવાની નહોતી; કેમકે તે-
તો પહેલાંથીજ હબ્બા સાથે વચને બંધાયો હતો. પોતાના-
જ રાજ્યના રક્ષણ માટે પોતાનાજ દેશના ને પોતાની જા-
તના બીજા રાજાઓને વેગળા મૂકીને આલફ્રેડે પારકા લો-
ક સાથે સ્નેહ કર્યો એ કંઇ તણે સારૂં કર્યું નહિ. એમ તે
વખત જ્યાં ત્યાં ચર્ચા થવા માંડી, અને હજી પણ વિચા-
રવંત પુરૂષો તેના એ કૃત્યને વખોડે છે તે ખરૂં છે. આલ-
ફ્રેડ ખ્રિસ્તી ધર્મનો હતો; અને તેના પડોશી બીજા રાજા-
ઓ પણ ખ્રિસ્તી હતા. તેને મદદ કરવાનું એક બાજૂએ
મૂકીને માત્ર પોતાના રાજ્યના રક્ષણને સારૂ તેણે એક મૂ-
ર્તિપૂજક, ક્રૂર અને જંગલી લોકો સાથે કરાર કર્યો એ
ખ્રિસ્તી ધર્મના મુખ્ય નીતિતત્વથી ઊલટું હતું. તેથી તે ચર્ચા
થઈ તે યોગ્યજ હતી એમ કહેવું પડે છે. માત્ર સ્વહિત સારૂ
સન્માર્ગ છોડવાનું કોઇ પણ માણસને શોભા આપતું નથી.

આલફ્રેડ જેવા પ્રબળ રાજાએ ડેન લોકો સાથે કરાર
કરીને પોતાના રાજ્યનું રક્ષણ કર્યું તો આપણા જેવા સા-
ધારણ માણસે તે રસ્તે જવામાં કશી ચિંતા નથી એમ
મનમાં વિચાર કરીને બથ્રેદે ડેન લોકોને ઘણા પૈસા આ-
પવા કરીને તેમનાથી તેને અને તેની પ્રજાને પીડા ન થાય
એવી ગોઠવણ કરી. તેણે ડેનોને ઘણા પૈસા આપવા ક-

રીને એવો કરાર કરાવી લીધો કે, "અમે હવે તારા રાજ્યમાંથી ઝટ નીકળી જઇશું; અને ફરીને કદી એમાં પગ પણ મૂકીશું નહિ."

તથાપિ એવું માગ્યું આપીને ભીખારી, ચોર, ચાંચિયા, ધાડપાડુ અને લોકો ઉપર ખોટાં તહોમતો ઊભાં કરીને તેમને સતાવનારથી બચાવ કરવો એ તેમના એ કામને મદદ કરવા જેવું છે. એવી રીતે પૈસા કઢાવવાનો તેમને એકવાર સ્વાદ પડચો કે, પછી પ્રથમ કરેલો કરારમદાર ભૂલી જઇને ગમે તે ખોટાં ખરાં બહાનાં કાઢીને બીજી વાર હુમલો કરવાને આઘું પાછું જોતા નથી. તેથી કરીને પહેલો થએલો ખરચ ફોગટ જાય છે એટલુંજ નહિ, પણ તેવો ખરચ વારંવાર કરતાંએ તેવા દુશ્મન તરફની ધારતી કદીએ ઓછી થતી નથી. માટે દુષ્ટ માણસો સાથે એવા પ્રકારના વ્યવહારમાં એકાએક આવવુંજ નહિ. પણ થાય તેટલી મહેનત કરીને તેમને વશ ન થતાં તેમનો નાશ કરવો એમાંજ લાભ છે.

પણ બગ્રેદે તેવું કર્યું નહિ તેનો તેને સારી રીતે બદલો મળ્યો. એવી રીતે કે, હબ્બા એના રાજ્યમાંથી નીકળીને ઉત્તર ભણી નાર્થંબરલાંડમાં ગયો ને ત્યાં ઘણી લૂટફાટ અને ધમપછાડ કરીને પાછો મર્સિઆમાં આવ્યો. અને તેનું કારણ તે એમ કહેવા લાગ્યો કે, "ઉત્તર તરફના પ્રાંતમાં મોટો દુકાળ પડચો છે, અમને અન્નપાણી મળતાં નથી, માટે અમારે પાછું આવવું પડચું." બગ્રેદે તેને બીજી વાર પુષ્કળ ધન આપીને તેની મહેરબાની મેળવવાનો યત્ન કર્યો. એ દ્રવ્ય હાથમાં આવતાંજ હબ્બા અને તેના માણસોએ દારૂ ઇત્યાદિ બીજા દુર્ગુણોમાં તે ઉડાવી દઇને પાછા હતા તેવા થયા, એટલે વળી બગ્રેદ અને તેની પ્રજા-

ને સંતાપવા લાગ્યા. એથી હવે રાજા કાયર થયો, તેનું જે અપમાન થાય તે ખમાય નહિ, અને લોકોની પીડા નજરે દીઠી જાય નહિ તેથી સર્વ પ્રકારે નિરાશ થઇ પોતાના રાજ્યનો ત્યાગ કરીને રોમ શહેરમાં નાશી ગયો. ત્યાં સાક્સન લોકોનો એક મઠ હતો, તેમાંના લોકોએ તેને સારૂં આદરમાન આપ્યું. અને પદભ્રષ્ટ રાજાની જેવી અવસ્થા હોય તેવી તેમણે રાખી; તથાપિ અપમાન અને દુઃખથી તેનું અંતઃકરણ ઉદ્વેગી થયું હતું, તેને લીધે દહાડે દહાડે ગળી જઇને કેટલીક મુદ્દતે મરણ પામ્યો. પોતાને રાજા કહેવડાવનારનું મરણ આવે પ્રકારે અને આવે ઠેકાણે થતું જોઇએ કે? પણ બનવા સરજીત ત્યાં શો ઉપાય!

બથ્રેદના ગયા પછી તેના રાજ્યની ડેન લોકોએ ધૂળધાણી કરી નાંખી, વધારે તો શું પણ આટલા ઉપરથી સમજાશે કે, મર્સિઆની મૂડદાં દાટવાની જગાને ખણી ખોદીને પાયમાલ કરી માંહેના મૂડદાંઓના હાલહવાલ કર્યા. જાણે તે રાક્ષસો જીવતાઓ સાથે લડીને ન ધરાયા હોય તેમ હવે મુવેલાંઓને સંતાપવા લાગ્યા! તેમનું એ કામ માત્ર તેમનેજ નહિ પણ સર્વ મનુષ્ય જાતને અત્યંત લાંછન લગાડનારૂં છે.

આ રાજ્યની એવી દુર્દશા કરતાં સિઓલુલ્ફ નામનો કોઇ માણસ તેમની નજરે પડ્યો, તે બથ્રેદના અમલમાં મોટા અધિકાર ઉપર હતો તે ડેન લોકોને કહેવા લાગ્યો કે બથ્રેદની ગાદીએ મને બેસાડીને તે રાજ્ય મારે સ્વાધીન કરો તો હું તમારી આજ્ઞામાં રહીને સઘળો રાજ્યકારભાર ચલાવીશ. તેની એ વાત ત્યાંની પ્રજાને સારી લાગી નહિ તેથી તેણે તેનો ઘણો ધિક્કાર કર્યો. પણ તે પુરૂષને થોડેક અધિકાર હાથ આવતાંજ તેણે લોકો ઉપર અતિશય

જૂલમ ગુજારીને તેનો બદલો લીધો.

એમ ચાલી રહ્યું છે, એટલામાં એક નવી આફ્ત ઇંગ્લાંડના ઉપર આવી. હાલ્ફદન નામે કોઇ સરદાર પુષ્કળ ડેન લોકો સહિત જળમાર્ગે ઇંગ્લાંડમાં આવી ઊતર્યો. અને લોકોને મારફાડ કરીને ત્રાહેત્રાહે પોકરાવી મૂક્યા પછી તેણે આલફ્રેડના રાજ્ય તરફ નજર કરી. પણ આલફ્રેડ તેથી બીધો નહિ; કારણ ક્રબ્બા સાથે થએલો કરાર આખી ડેન પ્રજાને લાગુ છે માટે કોઈના પણ હાથ નીચેના ડેનથી આપણા રાજ્યને હરકત થવાની નથી એમ તે સમજતો હતો. આલફ્રેડના રાજ્યમાં બરેહામ નામનો એક ઘણો મજબૂત કિલ્લો દાર્સેટશાયર પ્રાંતમાં હતો તેના ઉપર લશ્કર હતું ખરૂં પણ હુમલો થવાનો ભય ન હોવાને લીધે તેના ઉપર કંઇ વિશેષ બંદોબસ્ત કર્યો નહોતો. તેના ઉપર મોટી તદબીરથી હાલ્ફડને એકાએક જળમાર્ગે આવીને હુમલો કર્યો, અને પહેલેજ સપાટે તે લઇ લીધો. એ ખબર આલફ્રેડ અને તેની પ્રજાને થઈ ત્યારે તેમને ઘણો ભય અને નવાઈ લાગી. એટલુંજ માત્ર નહિ પણ ડેન લોકોએ આગળ થએલો કરાર એક કોરે મૂકીને નાફરમાનીથી તે કિલ્લા ઉપર હલ્લો કર્યો માટે તેમના ઉપર ઘણું વેર ઉત્પન્ન થયું. તેમને ડેન સરદારે એવું જણાવ્યું જે, “ક્રબ્બા સાથે મારે કશો સંબંધ નથી, હું સ્વતંત્ર સરદાર છું. મારા ઉપર કોઇનો હુકમ ચાલતો નથી. મારી મરજી પ્રમાણે હું કરીશ; ક્રબ્બાએ તમારી સાથે જે કરાર કર્યો છે તે પ્રમાણે જોઈએ તો તમારી સાથે તે વર્તે હું તેમ ચાલવાનો નથી.” હાલ્ફડને એ પ્રમાણે કહાવી મોકલ્યું, એમાં કંઇ નવાઇ નથી. એવા પ્રકારના લોકો ખૂદ પોતાના આપેલા વચન પ્રમાણે પણ ચાલતા નથી તો બીજાના

આપેલા વચન પ્રમાણે તો તે ચાલેજ કેમ?

પછી કેટલેક દિવસે આલફ્રેડ અને હાલ્ફડન વચ્ચે લડાઇઓ શરૂ થઈ. તેમાં કોઈવાર આ જીતે તો કાઇવાર પેલો જીતે. કોઇવાર આ સલાહ કરે તો કોઇવાર પેલો કરાર ઠરાવે. તેમાં છેતરપંડી, કપટ, અવિશ્વાસ, અને વખત મળે તો એક બીજાનું નુકસાન કરવાની ચતુરાઇ બંને પક્ષ તરફથી એક સરખી ચાલતી હતી. તેથી કોઇ તરફનો નિવેડો આવેજ નહિ. અને તેથી બંને પક્ષને એક બીજાથી ત્રાસ થતો હતો. ડેન લોકોનું સઘળું લશ્કર જળમાર્ગે આવ્યું હતું તેને લીધે તેની પાસે સવાર મુદ્દલ નહોતા માટે તે આલફ્રેડના લશ્કર ઉપર હુમલા કરીને તેના ઘોડે સવારોને ઘોડા ઉપરથી પાડી નાંખીને તેમના ઘોડા પોતાના લશ્કર સારૂ લઇ લેતો હતો. એમ પોતે સવાર તૈયાર કર્યા પછી તેમણે એકાએક ઇંગ્લાંડના દક્ષિણ ભાગ ઉપર સ્વારી કરીને તેઓ એકસસ્ટર શહેર સુધી આવી પહોંચ્યા. જેવારે તે શહેરને એક્સનાનસિસ્તર કહેતા હતા તે વારે પણ હમણાં છે તેવુંજ મોટું નામીચું હતું. તે ડેન લોકોએ મોટા પરાક્રમથી જીતી લીધું એવી ખબર જ્યારે આલફ્રેડને પડી ત્યારે તેને ઘણુંજ માઠું લાગ્યું, અને અગાડી કેમ કરવું તેની ચિંતા કરવા લાગ્યો. એ સ્થળ તેમના હાથમાં જવાથી ઇંગ્લાંડનો દક્ષિણ ભાગ ઘણો ખરો અમલમાં ગયા જેવું બન્યું. અને થોડાજ વખતમાં માંહેનો ભાગ શત્રુના હાથમાં જઇને પ્રજા ઉપર મોટી આફ્ત આવી પડવાનાં દુશ્ચિન્હો તે વખતે ચારે બાજૂએ દેખાવા લાગ્યાં.(ઈ. સ. ૮૭૪)

તે સમયની જે વાતો અને લેખ મળી આવ્યા છે તે ઉપરથી ખુલ્લું માલમ પડે છે કે, એવા અણીના વખતમાં આલફ્રેડના ઉપર તેની પ્રજાની ભક્તિ જેવી જોઇએ

તેવી નહોતી. લોકોને તેનાં આચરણ સારાં લાગતાં નહોતાં. તે બાબત તે ખુલ્લેખુલ્લું બોલતા નહોતા પણ અંદર અંદર કચવાતા હતા; અને માનતા હતા કે તેનાં દુરાચરણથી ઇશ્વરની અવકૃપા થઇને આ સંકટો આપણા દેશ ઉપર આવ્યાં છે. આલફ્રેડ આ વેળાએ છેક જુવાનીઓ અને આકરા સ્વભાવનો હતો. નાની ઉમરમાં ગાદી મળવાથી તેને ઘણો અહંકાર આવ્યો હતો. અને હબ્બા સાથે તેને જે કોલકરાર થયા તેથી જે શાંતિ થઇ તેમાં તેણે મરજી પ્રમાણે મોજમઝા કરી હતી; વળી તે મોજ નિરૂપદ્રવી હતી એમ નહિ. વળી તે પોતાના સુખને સારૂ લોકો ઉપર જૂલમ કરે છે, તથા પોતાના ફાયદા સારૂ કાંઇ વાત કરાવવાની હોય તો તે કરાવવા સારૂ ન્યાય અન્યાય ન જોતાં કરાવે છે એવો તેના ઉપર દોષ મૂકતા હતા.

આ વાતને આજ સેંકડો વરસ વીતી ગએલાં હોવાથી એમાં ખરૂં કેટલું અને ખોટું કેટલું તે નક્કી કરવાને ઘણો માર્ગ રહેલો નથી. ડેન લોકો કંટાળી ગયા હતા તેને લીધે તેમના મનમાં આલફ્રેડ વિષે એવી તરેહવાર કલ્પના તે વેળાએ આવેલી હોવી જોઇએ, એવી પણ કેટલાક ગ્રંથકારોની ધારણા છે. એક તરફ જોઇએ તો તે પોતાની ભર જુવાનીમાં હતો અને તેના હાથમાં સર્વે રાજકારભાર આવ્યો હતો, એવી વેળાએ, બીજા જુવાન રાજાઓની પેઠે વિષયાદિને નાદે લાગીને વગર વિચારે ચાલ્યો હશે એમાં નવાઇ નથી; પણ બીજી તરફ જોતાં એકાદ બાબતને માટે અપયશ આવવા લાગ્યો કે, તેને નઠારો ગણવો; એમ સાધારણ રીતે ઘણા માણસોની ચાલ હોય છે, અને તે અભણ માણસોમાં ઘણી હોય છે. એવું જોતાં આલફ્રેડ વિષે લોકોનો એવો વિચાર થયો હશે એમ લાગે છે.

આલફ્રેડના દરબારમાં સૈંટનિયલ નામે એક સાધુ હતો તેની સાથે તે દૂરનો સગો પણ હતો અને તે વખતે વખતે તેને મસલત પણ આપતો હતો. તેણે આ વેળાએ રાજાની એવી તો ધૂળ કાઢી નાંખી કહેવાય છે કે, રાજાના હાથથી એવાં ખરાબ આચરણ થયાં હોતતો, તેનું કહેવું શોભત નહિ, અને રાજા તે સાંખત નહિ. તે જે બોલ્યો તેની મતલબ એક ઠેકાણે લખેલી છે તે આ પ્રમાણેઃ—"તું તારી પદવી અને વૈભવનો ઘણો ગર્વ રાખેછે; અને કોઈ કોઇ કહે છે તોપણ પોતાના પાપ માર્ગમાં અચળપણે ચાલવાનો ઠરાવ બતાવે છે, એ ઘણું ખોટું છે. એ પાપાચરણનું પ્રતિફળ સિદ્ધ થયું છે; તે તારે ખરેખાત જલદીજ ભોગવવું પડશે. ગમે તે કરીશ પણ તેમાંથી છૂટવાનો નથી. માટે હું તને કહું છું કે, તું તારી પ્રજા સાથે જૂલમ અને અન્યાયથી ન ચાલતાં દયા અને ન્યાયથી ચાલ; એટલે કદાચ પરમેશ્વરનો ગુસ્સો તારા ઉપરથી લગાર ઓછો થાય અને આવેલી આફત ટળે. લગાર ઠીક વિચાર કર."

આવા કઠોર શબ્દો જો આલફ્રેડે ખરેખરા સાંખ્યાજ હોય, તો તેનાથી મોટાં મોટાં પાપો ખચિત થયાં હશે એમ લાગે છે. ને તેની એ ચાલથી અગાડી તેને શિક્ષા પણ ભોગવવી પડી. અને તે ભોગવતાં સર્વ દુષ્કર્મો મૂકી દઇને પોતાની પ્રજાના કલ્યાણ કરવાના કામમાં એટલો પરિશ્રમ કર્યો કે, તે ઉપરથી લોકો તેના અગાડીના સઘળા દોષ અને અપરાધ ભૂલી જઈને તેને વખાણવા લાગ્યા. એ બાબતનું અથ ઈતિ વર્ણન અગાડી કરવાનું છે. ઇતિહાસના અવલોકનથી અને મનુષ્ય સ્વભાવના નિયમ ઉપરથી એવું જણાઇ આવે છે કે, માણુસ ગમે તેવા શુ-

ક અંતઃકરણનો હોય તોપણ તેને જન્મમાં કોઇ કોઇવાર કોઈ નહિ ને કોઈ કારણથી ખોટે માર્ગે જવાની અને પાપ કરવાની લાલચ થયા વિના રહેતી નથી, એવો નિયમજ છે. પણ દરેક નિયમને અપવાદ હોય છે તેમ આ નિયમને કંઇ અપવાદ હશે તેની ના નહિ. તથાપિ દુનિયા ઉત્પન્ન થઇ ત્યારથી આજ સૂધીમાં જેટલાં માણસો આ પૃથ્વી ઉપર થઈ ગયાં, તેમાં છેક સંપૂર્ણ રીતે નિષ્પાપ એવું એક પણ માણસ હોવાનું કોઇ ઠેકાણે જણાતું નથી.

હાલ્ફડને બેરહામ અને એકસલર લીધાં ત્યારે આલ્ફ્રેડને ગાદીએ બેઠાને ઘણા દહાડા થયા હતા. અને તે મુદ્દતમાંજ ઉપર કહેલી ચૂકો તેને હાથે થઈ. તથાપિ ડેન લોકો એક પછી એક પોતાનાં થાણાં લઈ લે છે એમ જ્યારે જોયું ત્યારે તેની આંખો ઊઘડી, ને હવે પછી આવનારાં સંકટો તેને જણાવા લાગ્યાં. તેને પોતાના રાજ્ય અને પ્રજા વિષે ડર લાગવા માંડ્યો એટલુંજ માત્ર નહિ પણ અગાડી આપણી શી વલે થશે તેની પણ તેને ચિંતા ઉત્પન્ન થઇ કારણ ઇંગ્લાંડનો એક સાકસન રાજા ડેન લોકોના ત્રાસથી પોતાનું રાજ્ય છોડી દઇને રોમ શહેરમાં જઈ ત્યાં શરમ ભરેલી રીતે મરણ પામ્યો, એવી તેને તાજી ખબર મળી હતી, અને તે એના મનમાં સાલ્યા કરતી હતી. તેથી તે આ વખતે પોતાનાં સર્વ વ્યસનોનો ત્યાગ કરીને બંદોબસ્ત કરવામાં ગૂંથાઇ પોતાની પ્રજાની પ્રીતિ મેળવવા સારૂ દરેક પ્રકારે ઉદ્યોગ ઘણા આવેશથી કરવા લાગ્યો.

એ કામનો આરંભ કર્યા પહેલાં તેણે પોતાની દરબાર અને રાજમાંહેલા સરદારો અને અમીર ઉમરાવોની એક મોટી સભા ભરી; અને તેમાં તેણે તેઓની આગળ એક અસરકારક ભાષણ કર્યું. તેમાં અગાડી આવનારાં સંકટોનાં

સર્વ ચિન્હો પ્રદર્શિત કરીને તે ટાળવાનો ઉદ્યોગ કરવામાં તેમણે મોટા આવેશથી મદદ કરવા સારૂ વિનંતિ કરી હતી. તે વેળાએ આલફ્રેડ બોલ્યો હતો કે, "સરદારો, શત્રુ ઘણા ભયંકર છે, તેની સામા થવા સારૂ તમારે તમારાં સર્વ સુખો એક બાજૂએ મૂકવાં જોઇએ. અને મને પૈસાથી મદદ કરવી જોઇએ. એ વિના શત્રુ પાછા હઠશે નહિ. તમારે બધાએ શસ્ત્ર ધારણ કરીને લડાઇમાં જવા તૈયાર થવું. તમે જો મને અંતઃકરણથી મદદ કરશો તો દુશ્મનના ભાર શા?" એ ભાષણે તેમના મનમાં સારી અસર કરી ને તેઓ ઉશ્કેરાયા. તેમણે તેને એક ચિત્તથી મદદ કરવાનો ઠરાવ કર્યો. ત્યારે દેશનો બચાવ થવાનાં ચિન્હો ખુલ્લાં જણાવા લાગ્યાં.

ડેન લોકો પાસે આરમાર પુષ્કળ હતું અને આલફ્રેડ પાસે તે મુદ્દલ નહોતું તેથી તેની સામા થઇ શકાતું નહોતું. માટે તેણે આરમાર ઊભું કરવાનો ઠરાવ કર્યો. તે કામનો વિચાર કરતાં તેને માલૂમ પડ્યું કે, આરમાર ઊભું કરવાના કામમાં વહાણ બાંધવાનું સહેલ છે પણ સારા ખલાસીઓ મળવા કઠણ છે. તેને પોતાના લોકોને ખલાસીનું કામ શીખવવાની મોટી પંચાયત પડી. માટે તેણે પ્રથમ જે જંગલી લોકો સમુદ્ર કિનારા ઉપર માંછલાં મારવાનો અને ચાંચીઆનો ધંધો કરતા હતા, તેમને મોટા પગારની લાલચ દેખાડીને ચાકરીમાં રાખ્યા. તેમાંના કેટલાકો પરદેશના પણ હતા. તે સર્વેને વળી એમ તેણે કહ્યું કે, શત્રુ સાથે લડતાં જે લૂંટ તમારા હાથમાં આવે, તે સર્વ તમારે ઇનામ ગણીને લેવી. આ હુકમથી એ ખલાસીઓ ઘણા ખુશી થયા, કારણ પગાર કરતાં લૂંટથી આપણને ઘણા પૈસા મળશે એવી તેમની ખાત્રી હતી. એમ આરમાર તૈ-

યાર થયા પછી તે સમુદ્ર ઉપર ચલાવવા માંડયું. તે દહાડે તેને જોવા સારૂ હજારો માણસો એકઠાં થયાં અને એ નવાઇ જોઈને ઘણાં અજબ થયાં, અને આપણા દેશના અરમારને ડેન લોક સાથે લડતાં જશ મળે એમ મન સાથે કહેતાં ખુશી ભર્યાં પોતપોતાને ઘેર ગયાં.

એ વહાણો સાથે લઇને આલફ્રેડે જે પહેલી સ્વારી કરી તેમાં તેની સંપૂર્ણ ફતેહ થઈ. તેમણે ડેન અરમાર સાથે પહેલી લડાઈ ઇંગ્લીશ ખાડીમાં કરી. તેમાં તેમને હરાવ્યા. એ વેળાએ ડેન લોકોનું એક મોહું વહાણ આલફ્રેડના હાથમાં આવ્યું તે ઉપર સિપાઇ અને ખલાસીઓ પુષ્કળ હતા; તે બધાને તેણે સમુદ્રમાં ફેંકી દેવડાવીને મરાવી નંખાવ્યા. એ બાબત તે વખતે તો કોઇને કાંઇ વિશેષ્ય લાગ્યું નહિ. કારણ શત્રુ તરફના માણસો સાથે એમજ વર્તવાનો સર્વ ઠેકાણે રવૈયો હતો, પણ હાલમાં તો એ કામ ઘણુંજ નિર્દયપણાનું અને પાપી સમજાય છે. અને તેવું જો કોઇ એકાદ રાજાથી બને છે તો તે ધિક્કાર પાત્ર થાય છે.

આ એક જય એને મળ્યો ખરો પણ તેટલાથી ડેન સાથે લડાઇ કરવાનું બંધ પડયું નહિ. કેમકે ઇંગ્લાંડમાં તેમનાં અનેક ટોળાં ઠામ ઠામ આવી રહ્યાં હતાં. અને કેટલાક પ્રાંત તો તેમના તાબામાં કેટલાંક વરસ થયાં હતા; તેને લીધે તેમનો સમૂળો નાશ કરવાનું કામ આલફ્રેડથી બને નહિ એવું હતું. વારંવાર લડાઈઓ થતી, કોલકરાર થતા, માણસો સાનમાં આપતા લેતા, તેમની કતલો થતી ફરીથી લડાઇઓ ચાલતી એમ ચાલ્યા કરતું તેમાં કશો નિયમજ નહોતો, પણ તેથી બંને પક્ષને નુકસાન માત્ર થતું હતું.

એ લડાઇ અને કોલકરારનો પ્રકાર ચાલતાં આલફ્રેડના મનમાં આવ્યું કે, ડેન લોકો પોતાના વચન પ્રમાણે

ચાલતા નથી, માટે તેમને અઘરા સોગંદથી બાંધી લેવા જોઈએ, એટલે તે પોતાના વચન પ્રમાણે બરાબર ચાલશે. તપાસ કરતાં જણાયું કે, એક જાતનો બાજુબંધ તેઓ બાંધે છે. તેના સોગંદ તેને જેટલા મોટા લાગે છે તેટલા બીજા કશાનાએ લાગતા નથી. માટે તેમની પાસે તે બાજૂબંધના સોગંદ લેવડાવ્યા. એ વિના વળી ખ્રિસ્તી સાધુઓની જે કેટલીએક વસ્તુ ઇંગ્લાંડમાં ઘણાજ જતનથી રાખવામાં આવી હતી તેના સોગંદ પણ તેમની પાસેથી લેવડાવ્યા. એ વસ્તુઓ ઉપર ડેન લોકોની આસ્થા મૂળગી નહોતી; તેથી તે સોગંદ લેતાં તેમને કંઈએ લાગ્યું નહિ, પણ આલફ્રેડના મનમાં એમ આવ્યું કે, આ પવિત્ર માનેલી વસ્તુના સોગંદ ભાગશે તો તેના ઉપર ઇશ્વરનો કોપ થશે, અને તેથી તેમના ઉપર સંકટ આવશે, અને તેમનો નાશ થશે, અને તેથી કરીને આપણને સહજમાં જશ મળશે. માણસને કોઇ કોઈવાર તેના અજ્ઞાનથી સંતોષ મળે છે એમ જે કહેવાય છે તેનું આ એક નાનું ઉદાહરણ છે.

આલફ્રેડના રાજ્યમાં જે ડેન લોકોએ ઘણા દિવસ થયાં ખરાબી માંડી હતી તેમાંની એક મોટી ટોળીનો સરદાર રોલો નામે હતો. તે, પછી ઇંગ્લાંડમાંથી નીકળીને ફ્રાન્સ ગયો તેનું નવાઇ જેવું કારણ કહ્યું છે કે, એક વેળાએ આલ્ફ્રેડે તેને હરાવ્યા પછી તે છેક નિરાશ થઈને પોતાના લશ્કરમાં આવ્યો. અને વિચાર કરતો કરતાં બિછાના ઉપર સૂતો. કેટલેકવારે તેને ઊંઘ આવી તે વખત સ્વપ્નામાં મધમાખીના એક ટોળાને દક્ષિણ તરફ ઊડી જતું દીઠું. તે ઉપરથી તેને લાગ્યું કે આપણે દક્ષિણ ભણી નીકળી જવાનું દેવના મનમાં છે. તે ઉપરથી લાગલોજ તે ત્યાંથી નીકળી ગયો ને ફ્રાન્સમાં તેનો સાહેબ આરંભાર તે-

રહેલું આયુષ્ય સુખ ભોગમાં કહાડયું.

એમ કેટલાક ડેન લોકો ઇંગ્લાંડમાંથી ગયા ખરા, પણ તેમાંના જે રહ્યા હતા તેનો દોર દેશમાં વધવા લાગ્યો. આલફ્રેડના લશ્કરનો ઉત્સાહ દહાડે દહાડે ઓછો થવા લાગ્યો, તેના સરદારો લડાઇથી કંટાળીને તેને છોડીને ચાલ પડ્યા. ડેન લોકોએ તેનાં શહેર અને કિલ્લા લઈ લીધાં. અને તેના રાજ્યાભિષેક થયાને આઠ વરસ થયાં એટલામાં તેની મહા માઠી દશા થઇ, તેનાં ઘણુંખરાં માણસો તેને છોડી ગયાં, એથી એને કેટલાક દિવસ સૂધી છૂપાઈ રહેવું પડયું. તે કથા આવતા ભાગમાં આવશે.



## ભાગ ચોથો.

પાસેનાં સર્વ માણુસો જવાથી આલફ્રેડ નિરાશ થયો હતો ખરો, તોપણ તેણે એકાએક હિંમત છોડી દીધી નહિ. તે પોતાથી બનતી મહેનત કરીને પોતાનો મોભો રાખવાને મથન કરતો હતો. એવા આખરના પ્રસંગ ઉપર, નિરાશાથી ઉત્પન્ન થએલું ધાડાપણું જે માણસને પ્રાપ્ત થાય છે, તે કોઇકોઇ વાર હિંમત કરતાંએ વધારે ઉપયોગી થઈ પડે છે. અને તે વડે કોઇ વાર ઘણાં મોટાં કાર્યો થાય છે. તેવુંજ કદાચ આલફ્રેડના સંબંધમાં પણ બન્યું હશે. તથાપિ એજ અરસામાં તેમાં એક મોટું વિઘ્ન આવ્યું, તેથી તેને તેના સર્વ ઉપાય નકામા ગયા. તે આ બનાવ છે.

ડેન લોકોનું એક નવું ઝુંડ ઇંગ્લાંડમાં ઓચિંતું ઘણા વેગ અને ત્વરાથી આવ્યું. તે લોકો અગાડી આવેલા સર્વે લોકો કરતાં ઘણા ક્રૂર, ઘણા લોભી અને ઘણા ઉપદ્રવકારક હતા. તેને એવું માલમ પડયું કે, આલફ્રેડના

રાજ્ય સિવાય બાકીનાં બીજાં સર્વ રાજ્યો નાશ પામ્યાંછે; તેથી તેની સ્વારી ખુદ આલફ્રેડના રાજ્ય ઉપરજ આવી. તેની વિલક્ષણ તૈયારી જોઇ આલફ્રેડે તેના સામા થવાનો વિચાર છોડી દીધો, અને માણુસો દશે દિશાએ નાશી ગયાં, તેમાંનાં કેટલાંએક તો પરદેશ જતાં રહ્યાં અને કેટલાંએક જંગલમાં સંતાઇ ગયાં ત્યારે આલફ્રેડને પણુ પોતાનો જીવ બચાવવા સારૂ જંગલનો રસ્તો લેવો પડયો. તેની સાથે તેના કેટલાએક સેવકો, સેવક ધર્મથી કહો કે, સ્વનિર્વાહનો બીજો કોઈ માર્ગ ન રહ્યાથી કહો પણુ તે સાથે થયા, પણુ સાથે રહેવાથી પોતાના પેટજોગુંએ મળતું નથી એમ જયારે તેમને જણાયું ત્યારે આજ એક ગયો, કાલે બે ગયા, પરમ દહાડે ચાર ગયા, એવી રીતે એક પછી એક સર્વ તેને મૂકીને ચાલતા થયા.

પાસે પૈસા હોય છે ત્યારેજ માણુસને ચાકર નફ્રરો શોભા આપનારા લાગે છે ને તેથી તેને સુખ મળે છે; પણુ તે જ્યારે નથી હોતા ત્યારે તેજ તેને બોજા રૂપ થઇ પડે છે. ને તેથી તેને દુ:ખ થાય છે. એવી રીતે જોતાં, પાસેથી સર્વ માણુસો જતાં આલફ્રેડને ખોટું લાગ્યું નહિ હોય એટલુંજ નહિ પણુ ઊલટું સારૂં લાગ્યું હશે. છેક આખરે તેની પાસે ઘણાજ થોડા માણુસો રહ્યા, ત્યારે તેને એમ લાગ્યું કે, લડાઇને માટે તે છેકજ થોડા છે અને સંતાઈ રહેવા સારૂ તે ઘણા છે. તેથી કોઇ ઉપાયથી તે ઓછા થાય તો ઘણું સારૂં; અને એમ જયારે આપોઆપ થયું ત્યારે તેને એકલા રહેવાને ઠીક પડયું હશે એમાં કશોજ સંદેહ નહિ. આલફ્રેડ પરણેલો હતો, પણુ આ વખત રાણી એની સાથે નહોતી. તે પણુ એમજ બીજી કોઇ જગાએ સંતાઇ ગઇ હતી, ને એને પછી કેટલીક મુદ્દતે

આવી મળી. આલફ્રેડને શોધી કહાડવાને જેમ ડેન લોકો મહેનત કરતા હતા, તેમ તે રાણીને પકડવા પણ કરતા હતા. તથાપિ આલફ્રેડ તરફ તેમનું ધ્યાન વધારે હતું; શાથી કે તે હાથ લાગ્યો તો પછી રાણી એકલીથી કંઇ થવાનું નથી એમ તે માનતા હતા.

આણીમેર આલફ્રેડે પશ્ચિમ દિશાનો રસ્તો પકડ્યો. તેને ખડકાળ જમીનમાંથી, ઝાડીમાંથી, ખોમાંથી અને ડુંગરોમાંથી દુશ્મનની બીકને લીધે ઘણે દૂર જવું. પડ્યું. પેટમાં અન્ન નહિ અને આખા દહાડાનો થાક ચડે, એ બેઉ વાતથી તેને મહા દુઃખ થતું, પણ તે ધીરજથી ખમતો હતો. એટલું એટલું થવા છતાં તેની સાથે બે તેના વિશ્વાસુ ચાકરો હતા, તે પોતાના ધણીને સહાય કર્યા કરતા, પણ તે અવસ્થાનો કંઈ છેડો ન આવવાથી તે પણ તેને છોડીને ગયા. તે વેળાએ બિચારો આલફ્રેડ એકલોજ હીંડતો હીંડતો પોતાના રાજ્યની છેક પશ્ચિમ સરહદ ઉપર આવી પહોંચ્યો. અને તે વખત તેને કોઇ ઓળખે નહિ માટે તેણે પોતાનો વેષ બદલી નાંખ્યો.

એ સરહદ ઉપર આથેલ્ને નામે એક જગા હતી. ત્યાં તે આવી પહોંચ્યો. અહીંની હવા ઘણીજ ખરાબ હતી. તેની ચારે બાજૂએ ઘીચ ઝાડી અને વચ્ચે કાદવવાળી જમીન હતી. ત્યાં રહી શકાય એવી કોઇ પ્રકારની વગ નહોતી તોપણ તેમાંજ વગ કરીને એક ભરવાડ ઝુંપડી બાંધીને તેમાં પોતાના કુટુંબ સહિત રહેતો હતો. વળી તે પોતાના ઘરની આસપાસ કેટલી જમીન ખેડીને તેમાં અન્ન પકવી તેવડે પોતાના કુટંબનો ગુજારો કરતો હતો, અને તેમાંજ તેનાં ગાય અને ઘેટાં ચરતાં હતાં. તેની આસપાસ ઝાડી એટલી તો ઘીચ હતી કે તેમાંથી રસ્તો ક-

હાડીને ભરવાડને ઘેર જવાનું કામ છેક જંગલી માણસને પણ અઘરૂં હતું, તોપણ તેમાંથી આલફ્રેડ મહા કષ્ટથી રસ્તો કાપતો તે ઝૂંપડા ભણી ગયો. તે અડચણમાંથી પાર પડતાં તેને અતિશય મુશીબત પડી ખરી, પણ તે વિકટ માર્ગ જોઈને તેને સારૂં પણ લાગતું હતું. કારણ કે આવી ભયંકર જગામાંથી મારી પૂંઠ પકડીને ડેન લોકો કદીજ આવશે નહિ એમ તેને લાગતું હતું.

એવી રીતે જેમ તેમ કરીને તે પેલા ભરવાડની ઝૂંપડીમાં ગયો, અને તેને પોતાની લાચારી જણાવીને તેની પાસે આશરો માગવા લાગ્યો. એવા જંગલમાં રહેનારા લોકો ઘણું કરીને દયાળુ હોય છે ને તેમનામાં પરોપકારબુદ્ધિ પણ ઘણી હોય છે. આ ભરવાડ પણ તેવો હતો. એણે પોતાની ઝૂંપડીમાં ઉતરવાની જગા આપી, અને તે ઘણો ભૂખ્યો હતો, માટે પહેલવહેલું તેને ખાવા આપ્યું. અને કેટલીકવાર રહ્યા પછી આલફ્રેડે કામકાજ કરવા બાઝીને તથા તેની મરજી પ્રમાણે ચાલીને તેની મહેરબાની મેળવી, તેથી તેને ભરવાડે પોતાની ચાકરીમાં રાખ્યો! આહા! શો દહાડાનો જોગ! જેના સ્વછંદપણાથી પ્રજા કંટાળતી હતી તે સ્વછંદી રાજાને ભરવાડના હુકમ પ્રમાણે ચાલવાનો વખત આવ્યો! પણ માણસને ચડતી પડતી છેજ. તે ઉપર આપણા કવીશ્વર શામળભટે કહ્યું છે કેઃ—

### છપ્પો.

કોઇ દિન અમૃત આ'ર, કોઇ દિન લૂખી ભાજી,
કોઇ દિન પળવું પાય, કોઇ દિન ચડવા વાજી;
કોઇ દિન સુંદર સેજ, કોઇ દિન ભૂમિં સૂવું,
કોઇ દિન વીના હોય, કોઈ દિન નિશ્ચે રોવું;

કોઇ દિન રળવું રીઝથી, કોઇ દિન ખોવા દામને;
શામળ કહે હિંમત ન મૂકીએ, સંભારિયે શ્રી રામને.

કેટલેક દિવસે ભરવાડે તેને તું કોણ, અને ક્યાંનો છે એમ પૂછ્યું, ત્યારે આલફ્રેડે તેને એમ કહ્યું કે, "ડેન લોકોએ આલફ્રેડ રાજાના લશ્કરની દાણાદાણ કરી નાંખી છે; તેના સર્વે સરદારો દશે દિશાએ નાશી ગયા છે; તેમની પેઠે હું પણ મને રસ્તો સૂઝ્યો તેમ અહીં આવ્યો છું; હું એક નાનો સરદાર છું; અને મારી આવી અવદશા થઇ છે, માટે હું કોણ છું તે કોઈને ન જણાવતાં મને તારી ચાકરીમાં છું તેમ રાખ, એટલુંજ હું તારી પાસે માગું છું. ઇશ્વરની કૃપાથી જ્યારે મારો ઉદયકાળ આવશે ત્યારે હું તારા ઉપકારનો બદલો વાળવાને યત્ન કરીશ."

એ ભરવાડને ઘેર ચાકરી રહેવાથી ત્યાં તેને નાના પ્રકારનાં કામો કરવાં પડ્યાં. એ કોઇ મોટો માણસ છે એમ ભરવાડને માલમ પડ્યું હતું, તેથી તે કામકાજમાં તેનું માન રાખતો હતો, પણ તે વાતથી ભરવાડણ અજાણી હતી. વળી તે સ્વભાવે ઘણી આકરી હતી. તેને લીધે તે આલફ્રેડ સાથે પોતાના એક હલકા ચાકર પ્રમાણે વર્તતી હતી. ત્યાં તે નાના પ્રકારનાં કામો કરતો હતો, અને તે કામો પોતાના ધણીની મરજી પ્રમાણે થાય એમ તે ઘણું ચહાતો હતો; તથાપિ તેનું મન હમેશ પોતાની સ્થિતિના અને ફરીથી રાજ્ય મેળવી લેવાના વિચારમાં ગુંથાયલું હોવાથી તેનાથી વારે વારે ભૂલો થતી હતી. અને તેને માટે તેની માલિકેણની બોલી સાંભળવી પડતી હતી. મનમાં વિચાર એક પ્રકારનો અને હાથે કરવાનું કામ બીજું, એવી માણસની સ્થિતિ થાય એટલે તેને હાથે ભૂલો થયા વિના રહેતી નથી.

એવી એક ચૂક આલફ્રેડથી થઇ અને તે માટે તેને પે-

લી ભરવાડણના મોંઢાના કઠોર બોલ સાંખવા પડ્યા જેની હકીકત આ છે:—એક દહાડો સાંજે તે બાઇ રસોઇ કરતી હતી તેવામાં કાંઇ કામ પ્રસંગે ઊઠીને બીજી મેર તેને જવું પડ્યું. તે વખત ચૂલા ઉપર તાવડીમાં એક રોટલો શેકાવા સારૂ મૂક્યો હતો. તેને ઊથલાવવાનું આલફ્રેડને કહેતી ગઈ હતી. તે કબૂલ કરીને રાજા ચૂલા પાસે બેઠો, તથાપિ તેના મનમાં તરેહ તરેહના વિચારો ઘોળાતા હોવાથી તે રોટલો ઊથલાવવાનું તેને ભાન રહ્યું નહિ. ભરવાડણ પાછી આવીને જુવે છે તો ચૂલા ઉપરનો રોટલો બળી જાય છે. તેથી તે ઘણી ગુસ્સે થઇને ઘાંટો કહાડી બોલી, "તારે ખાવાને તો રોટલાનો ચોડો જોઇએ છીએ અને આટલો રોટલો શેકવાનું ભાન તને ન રહ્યું ? ઊઠ અહીંથી !" આ બોલ તેણે નીચું માથું ઘાલીને સાંખ્યા. ખરૂં કહીએ તો એ રાજા હતો, તેને આવા બોલો ખમી રહેવાનો પ્રસંગ આવ્યો; પરંતુ કરે શું? તેનો વિપરીત કાળ આવ્યો હતો, ત્યાં તેનો ઉપાય ચાલતો નહોતો. માણસને વખત પ્રમાણે વર્ત્તવું પડે છે.

ભરવાડને ઘેર આલફ્રેડને તરેહવાર કામો કરવાં પડતાં હતાં. તેમાં તેનાં તીરકામઠાં બરાબર કરવાં, શિકારનાં હથિયારો તૈયાર રાખવાં વગેરે કેટલાંક મરદાનીનાં કામ તેને ઘણાં ગમતાં. આપણા સરદાર લોકો વેષ બદલીને દેશમાં ભટકતા હશે તેને શી રીતે એકઠા કરવા, તેમની ખરી સ્થિતિ આપણને અને આપણી ખરી સ્થિતિ તેને શી રીતે જણાવવી; શત્રુનું કેટલું કેટલું લશ્કર ક્યાં ક્યાં છે, તે કેમ જાણવું, શો ઉદ્યોગ કરવાથી આપણો વિપત્કાળ જઇને ઉદય થશે, એવા ઘણા ઘણા વિચારો તેના મનમાં ઘોળાતા હતા, તે એટલે સુધી કે તેથી કોઇવાર તે ભૂખ તરસ પણ વીસરી જતો. વળી તેને આવી આફત આવી હતી તો-

પણ કોઇવાર આપણો ચડતો દહાડો આવશે, એમ તેને વારંવાર લાગતું હતું. તેથીજ તેને અડચણો સોસવાની હિંમત અને શત્રુનો નાશ કરવાની ઉમેદ આવતી હતી. જે ખરા મોટા માણસો છે તે ગમે તેવો કઠણ પ્રસંગ આવે તોપણ હિંમત છોડતા નથી, અને આવેલી આફત દૂર કરવાને હમેશ ઉદ્યોગ કરે છે. તેનું મૂળ એટલુંજ કે, તેઓ કદીજ અસત્ય પક્ષમાં મન ઘાલતા નથી, અને સત્ય પક્ષમાં પરમેશ્વર સહાય કરે છે, એમ તે સારી પેઠે જાણે છે.

આ છાનો વાસ આલફ્રેડને ઘણો દુઃખદાયક હતો ખરો, તથાપિ તેવડે તેના કેટલાએક દુર્ગુણો જઇને સદ્ગુણો આવ્યા. એની સ્થિતિનું વર્ણન કરતાં એક સારા ગ્રંથકારે એમ કહ્યું છે કે, "જે પહેલાં ગર્વિષ્ઠ, હઠીલો અને દુરાગ્રહી હતો, તે નમ્ર, ગરીબ, અને કોઇ પણ કામમાં અમથો દુરાગ્રહ ન કરનારો બન્યો." એ વિષે બીજો એક સારો ગ્રંથકાર કહે છે કે "સંપત્તિથી જે દુર્ગુણ માણસમાં ઉત્પન્ન થાય છે, તે સઘળા વિપત્તિરૂપ અગ્નિમાં બળી જાય છે." એ ખરૂં છે અને તેના દાખલા ઇતિહાસમાં અને દુનિયાઇ વ્યવહારમાં ડગલે ડગલે નજરે પડે છે.

આલફ્રેડ આફતના વખતમાં આવેલાં દુઃખો આટલા શાંતપણાથી ખમતો હતો ખરો, પણ તેનું ચિત્ત હમેશા પોતાના વીખેરાઇ ગયેલા લશ્કરને ફરીથી કેમ એકઠું કરવું, તેને શત્રુ ઉપર શી રીતે લઇ જવું, અને શત્રુનો શી રીતે નાશ કરવો, તેવા વિચારમાં તે છેક નિમગ્ન હતો. તેના જૂના મિત્રો પણ એની પેઠે રાનમાં ભટકતા ફરતા હતા. તેમાંના કેટલાએક ભટકતા ભટકતા આલફ્રેડ રહેતો હતો તેની પાસે આવી પહોંચ્યા. તેઓ આસપાસ નજીક આવ્યાની આલફ્રેડને ખબર થઇ ત્યારે તેને મળવાનું ઘણું મન

થયું. તેથી તદબીરથી છાની રીતે તેઓને મળ્યો, ને પોતાના સઘળા વિચાર અને મનસૂબા વિષે તેની સાથે વાદ વિવાદ કર્યો; તેમાં તેના વિચાર તેઓને પસંદ પડ્યા. તે સ્થળની આસપાસ ડેન લોકો નહોતા તેને લીધે મળીને વિચાર કરવાનું તેમને ઠીક ફાવ્યું. અને તેના સોબતીઓ ત્યાં વધારે એકઠા થવા લાગ્યા. તથા અસ્ત્ર શસ્ત્રની તૈયારી ઝપાટાબંધ ચલાવીને ડેન લોકોને કયાં આગળ અને શી રીતે ગોઠવવા એ વિચાર નક્કી કર્યો. આલફ્રેડે પોતાનું દીનતાનું રૂપ ફેરવીને ખરૂં સ્વરૂપ ધારણ કર્યું. એ પ્રમાણે પ્રગટ થયાના સંદેશા, જે સાકસન લોકો બીજા ભાગોમાં વેરાતા વેરાતા ખોળતા હતા તેમને જણાયા ત્યારે તેઓ પણ ઉતાવળા તેને આવી મળ્યા. એ કામ પહેલાં તો છાનું ચાલતું હતું પણ પછી ખુલ્લી રીતે અને નિર્ભયપણે ચાલવા લાગ્યું. આલફ્રેડનું કુટુંબ તેનાથી દૂર થયાને ઘણા દિવસ થયા હતા તે પણ તેની પાસે આવીને રહ્યું. એ સર્વ વાતની પેલા ભરવાડને ખબર હતી તોપણ તેણે કોઇને કહી નહિ, એટલુંજ નહિ પણ આલફ્રેડ અને તેના મિત્રો વચ્ચે જે મનસૂબા થતા હતા, તેમાં તે મન લગાડીને સારી સલાહ આપવામાં અને બીજી મદદ કરવામાં તે ઘણો ઉપયોગી પડ્યો. તેના ઉપર ભરવાડનો ઘણો ઉપકાર થયો તે ફેડવાને એ ભૂલ્યો નહિ. રાજ્યપદ મળતાંજ તેને મોટી પદવીએ ચઢાવ્યો. ઉપકાર કરવો અને ઉપકાર ફેડવો એ બંને વાતો એક બીજાથી જૂદી છે. એમાંની પહેલી એટલે ઉપકાર કરવાની વાત, ધનવાન પુરૂષો, કીર્તિની આશાએ કરે છે, એમાં કંઇ વધારે નથી. પણ ગરીબીમાં આપણા ઉપર જેણે ઉપકાર કરેલો હોય છે, તે યાદ કરીને તેનો બદલો વાળવો, એ આપણું અત્યંત અગત્યનું કર્તવ્ય છે. એવું માનનારા

અને તે પ્રમાણે વર્ત્તનારા ધનવાન પુરૂષો ઘણાજ થોડા હોય છે. એવા થોડાઓમાં આલફ્રેડને ગણવો જોઈએ.

એ અવસરે આ જગાએ આલફ્રેડને નિર્વાહની મહા મુશીબત પડવા લાગી..કારણ તેને પોતાના કુટુંબના ભરણ પોષણ વિના બીજા જે તેની આસપાસ સરદાર અને સિપાઈઓ એકઠા થયા હતા, તેમને ખાવા પીવાની અને પહેરવા ઓઢવાની તજવીજ કરવી પડતી હતી. પેલા ભરવાડના ખેતરમાં જે કંઇ ઉત્પન્ન થયું હતું તે સર્વ ખપી ગયું. અને તે જગાની આસપાસ દાટ ઝાડી અને ચિખ્ખલની જમીન હોવાથી સામાન બહારથી માંહુ આણવાને બને નહિ એવું હતું. એ દુઃખમાંથી શી રીતે બહાર નીસરવું તેની સૂઝ પડતી નહોતી.

એવી સ્થિતિમાં આલફ્રેડને નાના પ્રકારની યુક્તિથી વખત કહાડવો પડયો. તે બાબતની અનેક નવાઈ જેવી વાતો પુસ્તકોમાં લખેલી છે. તેમાંની કેટલીએક તેની ઉદારતા અને ધાર્મિકપણાની છે. તે ઘણું કરીને કલ્પિત હોવી જોઈએ એમ ગ્રંથકારો ધારે છે. પણ તેમાંની જે વાત ઘણી પ્રખ્યાત છે તે આ પ્રમાણે છેઃ—શિઆળામાં ટાઢ પડી હતી તે એટલી કે તેની આસપાસ જે કાદવ હતો તે ઠરી ગયો હતો, તેમજ પાસેની નદી માંહેનાં પાણી એવાં તો ઠરી ગયાં હતાં કે તેમાં માછલાં મારવાની હોડીઓ ચાલી શકતી નહોતી; તેજ પ્રમાણે શિકારમાં મળનારાં પ્રાણીઓ પોતપેતાના રહેઠાણમાં શરીર સંકોચીને લપાઇ બેઠાં હતાં એવું છતાં ઘરમાં કંઇજ ન હોવાને લીધે તેમની ટોળીઓના માણસો કંઈ ખોરાક મેળવવાની આશાથી હોડીમાં બેશીને જાળ લઇ માછલાં પકડવા સારૂ અને કંઇ હાથમાં તીરકામઠાં લઇને પગે શિકાર સારૂ બ-

બ્હાર ગયા હતા અને આલફ્રેડ ઘરમાં બેઠો બેઠો વાંચતો હતો. અને તેની પાસે તેના કુટુંબની એક ઘરડી ડોશી નિરાંતે સૂઇ રહી હતી એટલામાં પેલો ભયંકર કાદવ ઓળંગીને એક ભીખારી ત્યાં આવ્યો અને આલફ્રેડ પાસે કંઇ ખાવાનું માગવા લાગ્યો. તેની તેને દયા આવી, તેથી તેને આપવા સારૂ ઘરમાં કંઈ છે કે નહિ તે જોવા માટે પેલી બાઇને તેણે કહ્યું. તે ઉપરથી જોતાં ગરમામાં એક રોટલો અને એક માછલું તેણીની નજરે પડ્યું. તે પેલા ભીખારીને આપવું કે ન આપવું તેના વિચારમાં તે પડી. તોપણ લગાર વિચાર કરીને તેમાંથી અરધો રોટલો આપવા સારૂ બાઇને તેણે કહ્યું. અને આકાશ ભણી નજર કરીને ભક્તિપૂર્વક બોલ્યો, "જેની કૃપાએ કરીને એકવાર પાંચ રોટલી અને બે માછલાંના ખોરાકથી ત્રણ હજાર માણસોનો નિર્વાહ થયો હતો, * તેનીજ મહેરથી અરધો રોટલો આપશે બધાને ચાલી રહેશે."

એવી રીતે અરધો રોટલો તેને મળતાંજ તે ભીખારીને ઘણો સંતોષ વળ્યો તેથી તે આલફ્રેડને આશીર્વાદ દઈને ચાલ્યો ગયો. પછી આલફ્રેડ પાછો પોતાનું પુસ્તક વાંચવા વળગ્યો. પણ વાંચતાં વાંચતાં ઊંઘી ગયો એટલે તેને સ્વપ્નું આવ્યું. તે એવું કે કોઇ સિદ્ધ પુરૂષે પ્રગટ થઇ તેને કહ્યું, "ભાઇ આલફ્રેડ, તારી વિનંતિ પરમેશ્વરને કાને ગઈ છે. તે તેણે સાંભળી છે. તારા દુઃખ ભણી જોઈને તેને તારી દયા આવી છે, અને પોતે મોટા સંકટમાં છતાં તેં અરધો રોટલો ભીખારીને આપીને તેના ઉપર દયા કરી, તે ભગવત્‌ને ઘણું સારૂં લાગ્યું છે. આ કામમાં તારો જે નિશ્ચય જણાઈ આવ્યો, તેનું ઉત્તમ ફળ પરમેશ્વર

---

* એનો પૂરો ખુલાસો ખ્રિસ્તી શાસ્ત્ર (બાઈબલ)માં છે.

તને જલદી આપવાનો છે. તારૂં રાજ્ય તને મળશે, અને તારી રાજ્ય સત્તા અગાડી કરતાં ઘણી વધશે, એ સર્વ ખરેખર બનવાનું છે. તેની સાબિતી આજ એટલીજ જ- ણાશે કે, તારાં જે માણસો માછલાં મારવા અને શિકાર કરવા માટે બહાર ગયાં છે, તેમને માછલાં અને શિકાર અગાડી કોઈવાર નહિ મળ્યાં હોય એટલાં બધાં મળશે.”

પેલો સિદ્ધ બોલી રહ્યો કે તરતજ આલફ્રેડ જાગ્યો. અને તે સ્વપ્નાથી મહા ખુશી થયો, તથા તે બાબત વિચા- ર કરવા લાગ્યો. બહાર ગએલાં માણસો આવે ક્યારે અને તેમણે આણેલી વિપુલ સામગ્રી નજરે પડે ક્યારે, એમ તેને તાલાવેલી લાગી. તેની વાટ જોતો હતો એટલામાં તે આવી પહોચ્યાં; તેમણે આણેલો ખોરાક એકાદા લશ્કરને પૂરો પડે એટલો બધો હતો, એ જોઈને આલફ્રેડ ઘણોજ ખુશી થયો. તેણે પોતાના સ્વપ્નાની બધી હકીકત તેમને કહી. તેથી તેમને પણ યશ પ્રાપ્તિની આશા પેદા થઇને ઉદ્યોગ કરવાને વધારે ઉમેદ આવી, ને તેથી તેઓ ઘણા આ- વેશથી પોતપોતાના કામ પાછળ મંડી પડ્યા.

શત્રુ ઉપરહુમલો કેમ કરવો, આપણો બચાવ ક- રવાને મજબૂત ઠેકાણાં ક્યાં ક્યાં બાંધવાં, લશ્કર કેમ એ- કઠું કરવું, શત્રુનો બંદોબસ્ત ક્યાં ઓછો છે તેની શી રીત તપાસ કરવી, આપણી પ્રજા દેશમાં ઠામ ઠામ સંતાઇ ર- હી છે તેને આપણને આવી મળવાની સૂચના કેમ કરવી, આપણા હાથમાંથી જે રાજસત્તા ગઇ છે તે પાછી કેમ મેળવવી વગેરે વિચારમાં જેમ મુસલમાનના જૂલમથી છૂ- ટવા સારૂ પ્રતાપરાણો અને શિવાજી મહારાજા પોતાના સોબતીઓ સાથે મસલત કરતા હતા તેમ આલફ્રેડ અને તેના સરદારો પોતાની સત્તા પાછી સ્થાપવાની ખટપટમાં

તલ્લીન થયા હતા. તેની મહેનત સફળ થવાને અગાડી કે-ટલાંએક ચમત્કારી કારણો બન્યાં તે આવતા ભાગમાં બતાવીશું.



## ભાગ ૫ મો.

આલફ્રેડને સંતાઇ રહેવાની જગા ઇંગ્લાંડના વાયવ્ય ખૂણામાં આવેલા સમર્સેટ પરગણામાં એથલની નામે હતી. એ ઠેકાણું હજી પણ લોકો બતાવે છે. તોપણ નક્કી એજ છે એમ પક્કો ભરોસો રખાતો નથી; તોપણ તે જગાની પાસેથી કેટલાંએક વરસ ઉપર એક જૂની કંઠી જડી હતી તેના વચલા નંગ ઉપર "આલફ્રેડ" શબ્દ સાકસન ભા-ષામાં કોતરયો હતો, તે ઉપરથી એ ઠેકાણું એટલામાં-જ કંઇ આજુબાજુ હોવું જોઇએ, એમ આપણે ધારી-એ તો તે ખોટું નહિ કહેવાય.

તે ઠેકાણું ગમે ત્યાં હો, એ બાબતની તકરાર ઉપ-યોગી નથી. પણ પાછલા ભાગમાં કહ્યા પ્રમાણે જ્યારે ઉ-ઘોગ ચાલી રહ્યો, ત્યારે તે જગા, પહેલાં કીચડથી ભરેલી હતી; અને જયાં એક ગરીબ ખેડૂતને રહેવાને મુશીબત હતી, તે જગા નાના લશ્કરની મજબૂત છાવણી જેવી દે-ખાવા લાગી, આલફ્રેડનાં માણસોએ પોતાના સંરક્ષણ સારૂ એક મોટો કોટ ત્યાં બાંધ્યો, અને તે જગાએ જતાં આ-વતાં વચ્ચે એક પાણીનું નાળું ઓળંગવાનું આવતું હતું, તે ઉપર એક નાનો પૂલ બાંધ્યો. અને તેના ઉપર સારો બંદો-બસ્ત રહેવા સારૂ તેની બંને બાજૂએ બે નાના નાના બુ-રજ તેમણે ઊભા કર્યા. એ સર્વ કામો, પાસે પૂરાં સાહિત્યો ન છતા ઘણાં ઉતાવળાં થયાં હતાં; તેથી તે ઘાટઘૂટ વિ-નાનાં હોય એ તો ખુલ્લુંજ છે. તોપણ જે હેતુથી તે

તૈયાર કર્યાં, તે હેતુ સારી રીતે પાર પડ્યો એ વાત ધ્યાનમાં રાખવાની છે. જેમાં એક મુખ્ય હેતુ એ હતો કે, તે માંહેના લોકો કોટથી બહાર પડીને દુશ્મન સામા થવાને તૈયાર થાય, તે ઉત્તમ પ્રકારે સચવાયો. એટલે તે સ્થળની મજબૂતીના ભરોસા ઉપર તેમને હિંમત આવી; અને આપણે સંતાઇ પેસનારા ચોર લૂંટારા નથી પણ રાજાના હાથ નીચેના લશ્કરી સિપાઈ છીએ એમ તેઓના મનમાં ઠશી ગયું. અને તેવા જોસ્સાથી તેઓ વર્ત્તવા લાગ્યા. યુદ્ધના કામમાં એવા પ્રકારની હામ અને શસ્ત્રાદિ બીજાં સાહિત્ય એ બંનેની જરૂર છે. તેમાં આવો આવેશ વધારે ઉપયોગી પડે છે. એવો આવેશ નહિ હોય અને હથિયારના ઢગલા પડેલા હોય તો તે શા કામના ?

શત્રુની સામા થવાની તૈયારી એવી રીતે ચાલી રહી હતી ત્યારે વેલ્સ પ્રાંતમાં હબ્બાએ ઘણી ખરાબી કરવા માંડી હતી તે આલફ્રેડના ઠેકાણાથી છેક ઉત્તરે હતો. અને તેને આલફ્રેડ ઉપર સ્વારી કરવા સારૂ વચ્ચે મોટી બ્રિસ્ટલ નામે નદી ઓળંગવી પડે તેમ હતું, તોપણ તેડેન લોકો પાસે ઘણી હોડીઓ હોવાથી, આપણ અહીં છીએ એવી જો ડેન સરદારને ખબર પડશે તો આપણા ઉપર ધશી આવશે, એમ ધારીને આલફ્રેડ ડરવા લાગ્યો.

બ્રિસ્ટલ નદીના ઉત્તર કાંઠા ઉપર દેવ્હનશાયર પરગણામાં કેનવિથ નામે એક નાનો કિલ્લો હતો, તેના ઉપર ઓડન નામે એક શૂરો સૂબેદાર હતો. તેને આલફ્રેડની બધી તૈયારીની ખબર પડવાથી તેને મદદ કરવા સારૂ લશ્કર એકઠું કરતો હતો. એટલામાં તેના ઉપર હબ્બાની સ્વારી આવી. ડેન સરદારની મજબૂતી જોઇને ઓડન ગભરાઇને નાઠો અને એક ચકરાવો ખાઇને પોતાના માણસ

સાથે પાછો આવીને દરવાજા બંધ કરી કિલ્લામાં ભરાઇ બેઠો, ત્યારે ડેન લોકોએ કિલ્લા ઉપર ઘેરો ઘાલ્યો.

આ હબ્બા ઘણો શૂરો હતો. તેણે સ્વદેશમાં અને ઇંગ્લાંડમાં મોટાં મોટાં પરાક્રમો કર્યાં હતાં, તેને લીધે ડેનો તેને ઘણું માન આપતા હતા. વળી તેને સદાનો અજીત સમજતા હતા. તેના લસ્કર અગાડી ચલાવવાનો એક મોટો વાવટો હતો, તેનું નામ રિફાન હતું. તેના ઉપર તેની ત્રણ બેનોના હાથથી રેશમવડે ભરેલો સમળો હતો. તે સમળામાં કાંઇ વિલક્ષણ ગુણ છે, એવું ડેન અને સાકસન બંને જાતના લોકો માનતા હતા. તેઓ એવું સમજતા હતા કે લડાઇ વેળાએ એ વાવટો લસ્કરની અગાડી ચલાવવામાં આવે છે ત્યારે, પેલા સમળાની હાલચાલ ઉપરથી લડાઈનું શું પરિણામ આવવાનું છે તે જણાય છે. જો હારવાના હોય તો તે સમળો પાંખ વગેરે ન હલાવતાં બેશી રહે છે, અને જીત થવાની હોય તો તે પાંખો ફફડાવીને પોતાની ખુશાલી જણાવે છે, એમ તેઓના મનમાં ઠશી ગયુ હતું. તેથી બંને વચ્ચે લડાઇ ચાલવા માંડે કે સર્વેની નજર પેલા સમળા ભણી રહેતી. એ સમળો રેશમનો નિર્જીવ હતો. તેને પોતાને તો હાલવા ચાલવાની શક્તિ ન હોતી. વળી લૂગડાનો વાવટો ચાલવા માંડયો કે હાલ્યા વિના રહેજ કેમ? અને તે હાલવાથી પેલો સમળો ફડફડે એમાં નવાઇ શી? અને ફડફડે એટલે સામાવાળા તેની જીત સમજીને નરમ ઘેંસ જેવા થઈ જાય એટલે હબ્બાની ફતેહ થાયજ. પણ ભોળા લોકો તેને ઇશ્વરનો ચમત્કાર સમજતા. આ દુનિયાનો વ્યહાવર જેમ જ્ઞાનના ધોરણ ઉપર આધાર રાખે છે તેમ કોઇ કોઇવાર અજ્ઞાન ઉપર આધાર રાખે છે એ જોઈને મોટી નવાઈ લાગે છે

કેનવિથ કિલ્લો ઊંચા ખડક ઉપર બાંધેલો હતો; અને તેની ચારે મેર મજબૂત કોટ હતો. તે જોઇને હબ્બાએ એમ ધાર્યું કે હુમલો કરીને તો એ લેવાય એવો નથીજ, માટે તે લેવાને બીજી તદબીર કરવી જોઈએ. તે બાબતનો વિચાર કરતાં તેને માલમ પડ્યું કે, કિલ્લામાં માણસ ઘણાં છે. તેથી વહેલીજ ખોરાકીની તાણ પડશે, માટે જો બહારથી ખોરાકી આવવાની બંધ કરીશું તો તેઓ ભૂખ તરસથી વ્યાકુળ થઇને આપોઆપ આપણે સ્વાધીન થશે. એવા વિચારથી કિલ્લાને મજબૂત ઘેરો ઘાલીને નિરાંતે બેઠો.

પેલી મેર કિલ્લામાં ઓડન પણ ભારે તૈયારી કરીને રહ્યો હતો. તેણે વિચાર્યું કે આપણે એમ દહાડા કહાડીશું તો આખરે આપણને અપવાસી મરવાની વખત આવી પહોંચશે, તો તેમ નાચાર થઇને મરવા કરતાં છૂટકો થવા સારૂ એક વાર પ્રયત્ન અજમાવવો સારો. એવો ઠરાવ કરી એક દહાડો સૂરજ આથમ્યા પછી કિલ્લામાં અંધારી રાતે પોતાનું લશ્કર તૈયાર કર્યું એ તૈયારી અંધારામાં કરવાનું કારણ એટલુંજ કે પોતાનો મનસૂબો બહારના ડેન લોકો સમજી શકે નહિ; અને તે અસાવધ હોય એટલામાંજ તેમના ઉપર ટૂટી પડવાનું ફાવે.

બહારના દુશ્મનો ઉપર હુમલો કરીને તેમને હરાવવાને અંધારૂં સારૂં પણ અંધારામાં જો જીત થાય તો તેનો ઉત્તમ ઉપયોગ કરવાને દહાડાનું અજવાળું સારૂં, એવો વિચાર ઓડનના મનમાં આવવાથી મોટા મળસ્કામાં થોડુંક અંધારૂં હતું ત્યારે ઘણા જુસ્સાથી ડેન લોકો ઉપર હલ્લો કર્યો. તે વેળા બંને પક્ષ વચ્ચે થોડી ઝપાઝપી થઇ. તેમાં ડેન જો કે ઘણા હતા તોપણ અસાવધ હોવાથી તેઓ છેક હારી ગયા. ઓડનની જીત થઇ અને ડેનો ચા-

રે મેર નાસવા લાગ્યા. પછી ઓડન અને તેના સાથીઓ ડેન સરદારના તંબુમાં ગયા, ત્યાં તે નિરાંતે ઊંઘતો હતો. તેને પાથરણામાંજ મારી નાંખ્યો. ત્યાંજ તેમને પેલા સમળાવાળો વાવટો જડયો. તેથી તેમને ઘણો હર્ષ થયો. તેનું કારણ કે ડેન લોકોને લડાઇમાં જે શૂરાતન આવતું હતું, તેનું મૂળ આ વાવટોજ હતો એવી તેમને ખબર હતી.

સાક્સન લોકોએ આપણા સરદારને મારી નાંખ્યો અને આપણો વિજયી વાવટો છીનવી લીધો, એ વર્તમાન જ્યારે સઘળા ડેન લોકોએ જાણ્યું, ત્યારે તેમની હિંમત ભાગી ગઇ; અને તેઓ પોત પોતાનો જીવ લઇને નાસવા લાગ્યા. તે વખતે સાક્સનોએ તેમને નિર્દયપણાથી કાપી નાંખ્યા. ને કેટલાએકને ભાલાઓથી ભોકી નાંખ્યા તે જતા આવતાના પગ તળે રોળાઇ ગયા. તેની હકીગત વાંચતાં આપણા શરીર ઉપરનાં રૂંવાં ઊભાં થાય છે. તેમને આશ્રય લેવાનું એક ઠેકાણું માત્ર તેમની હોડીઓ હતી. સાક્સનોના હથિઆરથી જે બચ્યા, તે સમુદ્ર કિનારા ભણી નાશી છૂટયા. ત્યાં પણ સાક્સનો હતાજ. તેમના હાથમાંથી જે બચ્યા, તેમાંના જે મજબૂત ને શક્તિવાળા હતા તે પોતાની હોડીમાં બેશીને નાશી શક્યા, અને જે દૂબળા, માંદા, જખમી અને અશક્ત હતા તે હોડીએ પહોંચ્યાની આગમચ પાણીમાં બૂડીને મરણ પામ્યા. એ ગરબડમાં આશરે બારસેં માણસો મૂએલાં કહેવાય છે.

આ જીત અને તેમાં વિશેષે કરીને પેલો ચમત્કારી વાવટો સાક્સનોને ઘણો ઉપયોગી થઇ પડયો. મતલબ કે એથી તેમને પોતાના ઉદય કાળની પક્કી ખાત્રી થઇ. અને પોતાની દુર્દશા પાસે આવેલી જોઇ ડેન લોકોના હાથ પગ ગળી ગયા. એ સઘળી હકીકત આખા દેશમાં ફેલાઈ.

એ સાંભળીને જે સાકસન લોકો આલફ્રેડની પેઠે સંતાઇ રહીને વખત કહાડતા હતા, તેમને ઘણી હિંમત આવી. એ રીતેજ સર્વ સાકસન લોકો ડેન લોકોથી ઘણાજ કંટાળ્યા હતા. તેઓ તેમના ઉપર તૂટી પડવાને તૈયાર થયા. આલફ્રેડ કયાં છે અને કેવી સ્થિતિમાં છે, તેની સઘળી ખબર છાની રીતે ઘણાખરાને પડી, ત્યારે આપણા રાજ્યની સ્થાપના ફરીથી નક્કી થશે એમ તેઓને લાગ્યું. અને હવે આપણા ઉપર આફ્ત આવવાની છે, એમ ડેન લોકો ખાત્રીથી માનવા લાગ્યા.

ડેન લોકોની લશ્કરી છાવણીનું મુખ્ય સ્થળ વિલ્તશાયર પરગણામાં એદેનધન નામની જગામાં હતું. તે જગા કઇ એ બરાબર સમજાતું નથી. તોય, કેટલાએક શોધક પુરૂષોએ તેને અડસટ્ટો બેસાડયો છે; અને તેની કેટલીએક નિશાનીઓ હજી પણ દેખડાવવામાં આવે છે. એ સ્થળે ડેન લોકોનાં તમામ ટોળાં એકઠાં થયાં અને આલફ્રેડનો શી રીતે નાશ કરવો તેનો તેઓ વિચાર કરવા લાગ્યા. આણી મેર આલફ્રેડ અને તેના સોબતીઓ પણ તેજ વિચારમાં મશગૂલ હતા. તથાપિ તેનો જથો ડેન લોકોના પ્રમાણમાં ઘણો ઓછો હતો. અને ડેનોનું ખરેખરૂં બળ કેટલું છે તેની તેમને પૂરેપૂરી ખબર પડતી નહોતી; તેથી કરીને તેના ઉપર ધશી જવાની તેમની છાતી ચાલતી નહોતી. તે ઉપરથી આલફ્રેડને એવી ઈચ્છા થઇ કે શત્રુ તરફનો બંદોબસ્ત કેવો છે તે જોવા સારૂ જાસૂસ મોકલવા કરતાં તેમની છાવણીમાં આપણે જાતેજ કોઇ પણ જૂદોજ વેષ ધારણ કરીને દાખલ થવું કે પછી તેમના ઉપર ચઢાઈ કરવાનો વિચાર કરવાનું ફાવે. તે એટલો વિચાર કરીનેજ બેશી ન રહ્યો, પણ તરત તેમ કરવાનો મ-

નસૂએ કરવા લાગ્યો. તેને નાનપણથીજ ગાયનનો શોખ હતો, તેથી તેને ઘણાંએક ગીતો મોઢે હતાં; વળી તેનો કંઠ પણ મધુર હતો ને તેનો ચહેરો પણ સોહામણો હતો. વળી તે બીજાને સંતોષ કેમ કરવા તે સારી રીતે જાણતો હતો; અને તે સારંગીના જેવું તારનું એક તંતુવાદ્ય સારી રીતે વગાડી જાણતો હતો. તેથી તેને ગવૈયો બનવામાં કંઇ વાર લાગી નહિ. એમ કરીને તેણે ભીખારીનો વેષ લીધો અને સાથે રહેવાને પોતાના એક સોબતીને પણ તેવો વેષ લેવડાવ્યો; અને પછી બંને જણા શુદ્ધ ભીખારી બનીને પોતાના મુકામથી બહાર નીકળ્યા, અને ડેન લોકોની છાવણી ભણી ઘેરે ઘેર ભીક્ષા માગતા ચાલ્યા.

ડેન લોકોની છાવણી પાસે આવ્યા, પણ તેમાં તે વખતે વૃત્તિ ઉપરથી જાસૂસ હોવાનો કોઈને પણ વહેમ આવ્યો નહિ, એટલુંજ માત્ર નહિ, પણ તેનું ગાવાનું અને વગાડવાનું સાંભળીને ડેન લોકોને મોટો ચમત્કાર લાગ્યો. તેને કોઈ પૈસા આપે, કોઇ લૂગડાં આપે, અને કોઈ ખાવાનું આપે, એમ ચાલી રહ્યું. સિપાઇ લોકોમાંથી તેનાં વખાણ તેમના સેનાપતિને કાને ગયાં એટલે લાગલો તેને તંબુમાં બોલાવી મંગાવ્યો; અને તેનું ગાયન સાભળ્યું. તેથી સેનાપતિ ઘણો રાજી થયો. અને પોતાની લાયકી પ્રમાણે તેને બક્ષીસ આપી. આ સેનાપતિ આગળ આલફ્રેડે પોતાનો કસબ એવી તો ઉત્તમ રીતે દેખડાવ્યો કે તે કોઇ મોટો ગવૈયો અને બજવૈયો હશે એમ તેને લાગ્યું. ને તેની વધારે તપાસ કરે તો આલફ્રેડનું ખરૂં સ્વરૂપ પ્રગટ થવાનો ભય હતો. પણ તે તેણે પોતાની ચતુરાઈથી ટાળ્યો. ખરેખરૂં સ્વરૂપ એક અને બહાર દેખડાવવાનું બીજું, એ કામ ઘણું કઠણ છે. તેમાં હમેશા અ-

તિશય સાવધ રહેવાની જરૂર પડે છે. તે બરાબર ભજા-
વવાની માણસમાં ઘણી ચતુરાઇ જોઇએ છીએ. વળી બ-
હુરૂપી, નાટકવાળા વગેરેને એ વાતનો અભ્યાસ હોય છે,
તેથી તેમને ઘણું અઘરૂં નથી, તથાપિ પાંડવ, આલફ્રેડ વ-
ગેરે રાજપુરૂષોને એ બાબતનો અભ્યાસ લગારે ન છતાં
તેમણે તે ઉત્તમ પ્રકારે કરી બતાવ્યું. તે ઉપરથી તેમની
ચતુરાઇ વિષે આપણે અજબ થઈએ છીએ.

ડેન લોકોની છાવણીમાં હતો ત્યારે આલફ્રેડ બહાર-
થી ગાવા બજાવવામાં મશગુલ હોય એવો દેખાતો હતો,
પણ ખરેખરૂં તો તેના કેટલા સિપાઇઓ છે, તેમનો બં-
દોબસ્ત ક્યાં કેવો છે, કઇ બાજુએ અને કઈ વેળાએ તે-
મના ઉપર હુમલો કરવાથી આપણને જીત મળવાનો સંભ-
વ વધારે છે ઇત્યાદિ બાબત ઝીણી નજરે જોઇને તે વિષે
વિચાર કરવામાં તેનું મન ગુંથાયું હતું

ડેન લોકોના ઉપર જે સેનાપતિ કહ્યો તેનું નામ ગ-
થ્રમ હતું. તેને ગાવા બજાવવાનો ઘણો શોખ હતો, અને
વળી વાતચીત માંહેલી સમયસૂચકતા તેને ઘણી ગમતી
હતી. એ બધા ગુણો આલફ્રેડમાં હતા તેથી એ એને ઠી-
ક બેસતી આવી. સેનાપતિ તેની સાથે મિત્ર પ્રમાણે વર્ત્ત-
વા લાગ્યો, અને વારંવાર પોતાની પાસે તેડવા લાગ્યો.
એથી તે એના તંબુમાં પહોરના પહોર ગાવા બજાવવા-
ને અને આણી મેર પેલી મેરની વાતો કરવાને બેસતો
હતો. તેથી તેમની વચ્ચે સ્નેહ ઘણો બંધાયો. જુઓ ગુણ-
નો ચમત્કાર કેવો છો સેનાપતિની આટલી મોટી યોગ્યતા
છતાં તે ભીખારીના ગુણ વડે તેનો મિત્ર થઇને રહ્યો.

ત્યાં કેટલાક દિવસ કહાડ્યા પછી ગથ્રમની રજા લ-
ઇ પોતાના સોબતી સાથે જાણે બીજી મેર ભિક્ષા માગવા

સારૂ જતો હોય તેમ, તેની છાવણીમાંથી બહાર નીકળ્યો; અને ડેનોની નજર ન પડે એટલે દૂર આવ્યા પછી ચોરલાટે પોતાને મુકામે એથલનીમાં આવ્યો. તે વેળાએ વસંત ઋતુનો આરંભ માત્ર થયો હતો, તેથી લડાઇની તૈયારી કરવાની એ વેળા ઘણીજ ઉત્તમ હતી.

એ ઠેકાણાની આજૂ બાજૂ કિલ્લા અને ગઢોમાં છાનામાના સાકસન લોકો ભરાઇ રહ્યા હતા તે આલફ્રેડ જાણતો હતો. તેઓને પોતાની તરફના સઘળા સમાચાર જણાવવાને તથા ડેન લોકો ઉપર ચડાઇ કરવાના કામમાં મદદ કરવા વિનંતિ કરવાને કેટલાએક વિશ્વાસુ માણસોને રવાને કર્યા. તેમણે તેઓને સર્વ હકીકત જણાવી અને આલફ્રેડની મદદે આવવાનું આમંત્રણ કર્યું. ત્યારે તેઓ ઘણા રાજી થયા અને પોતાના હાથ તળેના લોક સહિત મદદે આવવાનું વચન આપ્યું.

જે જંગલમાં આલફ્રેડે સર્વે માણુસોને એકઠાં કરીને લડાઇની મસલત કરવાનો વિચાર મનમાં આણ્યો હતો, તે જંગલ આશરે ૮ ગાઉ લાંબું અને ત્રણ ગાઉ પહોળું હતું. તે વેળાએ એ જંગલ સેલવુડ નામથી ઓળખાતું હતું. તેમાં એગબર્ગકાતળ નામે જગા હતી. ત્યાં તેમની સભા ભરવાનું ઠરવાથી બોલાવેલા સર્વે સરદારો પોતપોતાના હથિઆરબંધ માણુસો સહિત ઘણાજ છાનામાના હાજર થયા. અને ઠરાવ થએથી ડેન લોકો ન જાણે એમ ખબર મળતાં તરત હાજર થવા સારૂ તડામાર તૈયારી ચાલી રહી.

કાળ અનુકૂળ થાય એટલે માણુસે હાથમાં લીધેલું કામ પાર પડતાં વાર લાગતી નથી. સાકસન લોકોની હાલચાલ તરફ ડેન લોકોનું ધ્યાન ઓછું હતું એમ નહિ,

પણ તેમનાથી હવે કશું થઇ શકવાનું નથી, એમ મદ ભરેલા વિચારથી તે આળસુની પેઠે બેશી રહ્યા. ખરૂં જોતાં એ તેમણે મોટી ભૂલ કરી એમ કહી શકાતું નથી; કેમકે સાકસન લોકોની રાજ્યસત્તા તેમણે પાયમાલ કરી નાંખી હતી. તે એટલી કે આલફ્રેડ જેવો તેમનામાં વિલક્ષણ બુદ્ધિનો અને અનુપમ ઉદ્યોગી પુરૂષ જો પેદા થયો ન હોત તો તેમની રાજ્યસત્તા ફરીથી કદીએ સ્થાપન થઇ શકતજ નહિ.

શિયાળો જઇને ઉનાળો શરૂ થયો. તેડાવેલા સર્વ સરદારો પોતાના માણસો સાથે આવી પહોંચ્યા. તે સઘળાએ મળીને ડેન લોકો ઉપર કેમ ધશી જવું એ નક્કી કર્યું. અને તેમાં જ્યારે ઓડનેે હબ્બાને હરાવીને તેની પાસેથી સમળાવાળું ચમત્કારી નિશાન છીનવી લીધાની હકીકત જાણી ત્યારે તેમને વધારે શૂર ચડયું; અને આપણું બળ કેવું છે તે એકવાર દેખડાવવાને તથા તેમના હાથમાંથી રાજ્યસત્તા પાછી લેવાનો ઉદ્યોગ કરવાને તેમની ભુજાઓ ફરકવા લાગી.

પેલા જંગલમાં આજ એક, કાલે બે, પરમ દહાડે ત્રણ એમ સાકસન સરદારો છાનામાના એકઠા થવા લાગ્યા. પણ જ્યારે તેમની સંખ્યા વધતી ચાલી ત્યારે તેમની હિંમત પણ વધી, અને હિંમત વધતાં જે છાની ગોઠવણો કરતા હતા તે હવે ખુલ્લી રીતે લડાઇની તૈયારી કરવા લાગ્યા. તૈયારીની મસલત બે દિવસ સૂધી ચાલી હતી. આ કામ કેટલોક વખત સવારમાં ને કેટલોક વખત બપોર પછી ચાલતું, ને બાકીનો વખત સાકસન યોદ્ધાઓ ખાવા પીવામાં ને વિલાસ કરવામાં કહાડતા હતા. હવે તેમણે ડેનોનો ડર તદન છોડી દીધો. ને તેમના વાજાએ દશે દિશાઓ ગજાવી મૂકી.

આણીમેર એદેનઘુનમાં ગથ્રમ અને તેનાં માણુસો હમેશની માફક નિરાંતે બેઠાં હતાં. તેમની પાસે ત્યાં આગળ લસ્કર ઘણું નહોતું એ વાત ખરી, પણ પોતાના લશ્કરમાંથી કહાડી મૂકેલા તથા સાકસન લોકોને હાંકી કહાડીને તેમની જગા ઉપર વતનદાર જેવા બની ગએલા ડેન લોકો આખા દેશમાં પુષ્કળ હતા. અને તેઓ એમની સાથે લડવાને એકે પગે તયાર હતા. તેને લીધે ડેનો સાકસનોથી જરાએ ડરતા નહોતા.

ગથ્રમ ઘણો ડાહ્યો માણુસ હતો. તે સાકસનોની હાલચાલ ઉપર ઘણીજ બારીક રીતે તપાસ રાખતો હતો; વળી તેણે કેટલાએક હેર રાખ્યા હતા. તે એને વારંવાર ખબરો આપતા હતા. તેથી સાકસનો ફરીથી પોતાનું રાજ્ય સ્થાપન કરવાના ઉદ્યોગમાં છે, અને તેમનાં ટોળેટોળાં સેલવુડના જંગલમાં જાય છે તે વાત સારી પેઠે જાણવામાં હતી. વળી તે આપણા ઉપર હુમલો કરીને પજવશે એમ તેના મનમાં આવતું હતું ખરૂં, પણ તેણીમેર એવડી તૈયારી ખરેખરીજ ચાલી છે એવું તેણે ધાર્યું નહોતું. તેથી તે લગાર અસાવધ હતો, તોપણ ઉનાળામાં આપણે લડાઇ કરવીજ પડશે, એમ સમજીને પોતાના લશ્કરની હળવે હળવે તૈયારી કરતો હતો.

સર્વે ગોઠવણો બરાબર થઇ રહ્યા પછી આલફ્રેડ રાગબ્રટ ખડક ઉપરના તમામ લશ્કરનો સેનાપતિ થયો. અને તે લશ્કર લઇને ભારે આવેશથી ગથ્રમની છાવણી તરફ ચાલતો થયો. તેણે પહેલે દિવસે થોડીક કૂચ કરીને પછી મુકામ કર્યો; કારણ કે બીજે દિવસે થોડું ચાલતાંજ શત્રુ ઉપર પોતાનું લશ્કર જઇ પડે. તેની એ મતલબ પાર પડી. બીજે દિવસે સાંજે તે ઇસગ્લી નામની ઊંચી જગાએ જઇને ઉતર્યો. તે જગા વખત આવે દુશ્મનની સા-

મા થવાને ઉપયોગી પડે એવી હતી.

એ જગા ઉપર મુકામ કરીને સંધ્યા કાળે છાવણી-ની આસપાસ પહેરો મૂકાવીને આલફ્રેડ પોતાના તંબુમાં સૂવા ગયો. ત્યાં ઊંઘ્યા પછી કેટલીએક વારે સ્વપ્નું આવ્યું. તે-માં તેણે એમ દીઠું કે, સેંટનિઆત નામનો કોઇ પોતાનો સગો અને સાધુ પુરૂષ એકાએક તેની પાસે આવીને ઊ-ભો અને બોલ્યો, "બેટા, દુશ્મનનું લશ્કર જો કે ઘણું છે તોપણ તું લગારે ડરીશ નહિ. તું તેમના ઉપર આવતી સવારે હુમલો કરવાનો છે, તેવારે તારી નક્કી જીતજ થ-શે; તને તારા કામનો જે પશ્ચાત્તાપ થયો છે, તે પરમે-શ્વરે માન્ય કર્યો છે; અને હવે તે તારા ઉપર દયા કરવા-નો છે. તારે હવે કોઇનો ડર રાખવો નહિ. તું ગાદીએ બેઠો ત્યારે અગલની ઝૂમમાં તારા હાથથી જે પાપો થયાં હતાં, તેની સજા માટે આ આફત અને સંકટો તારા ઉ-પર જાણી જોઇને પરમેશ્વરે નાંખ્યાં હતાં; તેનું પ્રાયશ્ચિત તે આફતો વડે પડેલા દુઃખથી થયું છે. હવે તું એથી મૂ-ક્ત થયો છે. હવે ઇશ્વરની મહેરબાની થઇ છે. તું બેલા-શક શત્રુ ઉપર ધશી જા. બીશ નહિ; તને ફતેહ મળશે; અને ઝટ તારૂં રાજ્ય તને પાછું મળશે."

બીજે દિવસે તે સ્વપ્નાની હકીકત આલફ્રેડે પોતાના લશ્કરને કહી. તેનું કહેવું તેમણે ખરૂં માન્યું અને તેમના-માં જે હિંમત હતી તેનો એથી વધારો થયો; અને તેથી આપણે શત્રુ ઉપર ક્યારે ધશી જઇએ અને તેમને ક્યારે હરાવીએ એમ થયું. એ પછી પોતાની સર્વ તૈયારી કરી-ને આલફ્રેડ પોતાની છાવણીમાંથી બહાર નીકળ્યો. અને એ ત્રણ પહોરમાંજ ડેન લોકો ઉપર જઈ પડાય એવા વે-ગથી તેમની છાવણી ભણી ચાલ્યો. ઇ. સ. ૮૭૮.



## ભાગ છઠ્ઠો.

સેનાપતિ આલ્ફ્રેડ પોતાના રાજ્યનું ખરૂં કલ્યાણ ચહાનારો, શૂરો અને પરાક્રમી છે એમ તેનાં સર્વ માણસો માનતાં હતાં; તેથી એ જ્યાં લઇ જાય ત્યાં જવાને તથા કહે તે કરવાને તૈયાર હતાં, તો એવા એક લશ્કરની જીત થાય એમાં વિશેષ્ય શું? વળી ગથ્રમ નિશ્ચિંત ન હતો; સાકસન લોકોએ ગરબડ મચાવેલી છે તેની એને ખબર હતી; કેમકે તેમના ઉપર તે તીક્ષ્ણ નજરથી તપાસ રાખતો હતો, તોય આવડું મોટું લશ્કર એકાએક આપણા ઉપર આવી પડશે એમ તે ધારતો નહોતો.

આપણે પાછળ કહી ગયા કે ગથ્રમની છાવણી એદેનચૂનમાં હતી. તેની પાસેજ એક ટેકરી હતી તે તેના અમલમાં હતી. તે ઘણી ઊંચી હતી. તેના ઉપર ડેન લોકોએ પોતાના લશ્કરના બચાવ સારૂ કંઈ કિલ્લા જેવું બાંધ્યું હતું, પણ તેમનું લશ્કર તો એ ટેકરીની તળેટીમાં ખુલ્લા મેદાનમાં રહેતું. ત્યાં પોતાના દુશ્મનના લશ્કરની સામા આલ્ફ્રેડે પોતાનું લશ્કર ઊભું કર્યું; અને લડવા સારૂ અગાડી ધસવાને જેવો બંદોબસ્ત જોઇએ તેવો કર્યા પછી તેણે લશ્કર આગળ એક ટૂંકું ભાષણ કર્યું તે આ પ્રમાણેઃ— "મારા દેશી ભાઈઓ, જે ક્રૂર પારકા લોકોએ આપણું રાજ્ય અને આપણો દેશ સ્વાધીન કરીને જૂલમ માંડ્યો છે, તેમની સાથે આજ આપણે લડવાનું છે. મિત્રો, દેવ આપણા ભણી છે. તેણે આપણી જીત થવાનું વચન આપ્યું છે. માટે ભાઇઓ, મારે તમને એટલુંજ કહેવાનું છે કે આજની લડાઇમાં તમને જશ આવે અને જેથી તમારો દેશ સુખી થાય તેમ વર્ત્તો. આપણને ઇશ્વર અનુકૂળ છે, તેથી કંઇ ઊણું પડવાનું નથી" એ ભાષણ થઈ

રહ્યા પછી સાકસનો અગાડી ધસ્યા. તેમને ડેન લોકો સાથે કેટલેક ઠેકાણે કેટલીક વાર ઝપાઝપી થઇ, તે સર્વમાં સાકસનો જીત્યા, ને ડેન લોકોની હાર થઇ. આ લડાઇમાં બંને તરફવાળાઓ પાસે હથિઆરમાં તીરકામઠાં, ભાલા અને તરવાર હતી. પ્રથમ સામસામા થતા કે એકેક ઉપર તીર ફેંકતા; ને પાસે આવતા ત્યારે ભાલાથી લડતા અને છેક નજીક આવી પહોંચતાંજ તરવારો ચાલતી હતી.

ડેન છાવણી અને પેલી ટેકરીની વચ્ચે એક નાનું મેદાન હતું તે મોટી તદબીરથી આલફ્રેડે પોતાના કબજામાં લીધું હતું, તેથી તેમની નાસાનાસ થતાંજ ડેનોને આશરાનું ઠેકાણું મુદ્દલ રહ્યું નહિ, માટે દશે દિશાએ નાસવા લાગ્યા. તેમની પૂંઠ સાકસનોએ પકડી. આગળ ડેન ને પાછળ સાકસન, એવી ધર પકડ આખા દેશમાં ચાલી રહી. ઠામ ઠામ ઝપાઝપી થઈ, ને હજારો ડેનો મરણ પામ્યા અને સેંકડો સાકસનોના હાથમાં સપડાયા; કેટલાક જખમી થએલા ડેનો રડતા અને કરણતા રસ્તાની બાજૂએ પડ્યા હતા ને તેના સાજા સોબતીઓ તેમના ભણી જોતા હતા, ને ગથ્રમનો શોધ કરતા તેની પાસે થઇને ચાલી જતા. એમ દાણા દાણ થતાં, ગથ્રમ પાસે છેક થોડાં માણસો રહ્યાં, ને તે સાકસનો સાથે લડતાં લડતાં આશરાની આશાથી એક કિલ્લા પાસે આવ્યો. ને ઘણી ત્વરાથી માંહે પેશી દરવાજા બંધ કરી દીધા કે દુશ્મનો તેને પીડા કરી શકે નહિ.

આ લાગ મળવાથી ગથ્રમ અને તેના સાથીઓને પ્રથમ ઘણો હરખ થયો; પણ તે ઘણીવાર ટક્યો નહિ. આ વખતે તેમને મદદ કરવાને આજૂબાજૂના મૂલકમાં તેમના લોકો હોત તો તે ફાવત પણ તેમ નહોતું, એટલુંજ નહિ પણ તે કિલ્લામાં ખોરાકી મુદ્દલે ન હોવાથી હો-

લામાંથી નીકળીને ચૂલામાં પડવા જેવી તેમની દશા થઇ. દુશ્મનના હાથમાં જાત તો તરવારના ઝટકાથી એકદમ તેમનો જીવ જાત. એ મોત સારૂં પણ અન્ન પાણી વિના અઠવાડિયાં ને અઠવાડિયાં સૂધી અત્યંત દુઃખ વેઠીને મરવું ભૂંડું એમ તેઓ માનવા લાગ્યા. જે ટોળીની આવી દશા થઈ તે ટોળી ડેન લોકોની સર્વ ટોળીઓમાં મુખ્ય હતી. તેમની આવી માઠી દશાની ખબર જ્યારે બાકીનાઓએ જાણી ત્યારે તેમની હિંમત આટકી પડી. અને તેમને નક્કી લાગ્યું કે આપણો હવે નાશ થવાનો છે.

ડેનોની આ દુર્દશા જોઈને તથા આપણો રાજા આલફ્રેડ ફરીથી રાજ્ય સ્થાપન કરવાના ઉદ્યોગમાં ફતેહ પામ્યાની ખબર સાંભળીને દેશ માંહેલા તમામ સાકસનોને અત્યાનંદ થયો, અને તેઓ સ્વદેશનું સ્વતંત્રપણું ફરીથી મેળવવાનો ઉદ્યોગ કરવાને તથા લડવાને તૈયાર થયા. એવી રીતે આખો દેશ હથિઆરબંધ થઇને ડેન લોકો ઉપર ઊઠયો. જે કિલ્લામાં ગથ્રમ જઇ રહ્યો હતો તેના ઉપર સાકસનોએ ઘેરો ઘાલ્યો હતો, તેથી બહારની ખબર તેમને પડતી નહોતી. વળી ઘેરો ઘાલનારાની સંખ્યાના પ્રમાણમાં ગથ્રમ પાસે માણસો ઘણાંજ ઓછાં હતાં, તેને લીધે દુશ્મનને હઠાવીને બહાર નીકળી જવાને પ્રયત્ન કરવાની તેમની છાતી ચાલે નહિ. અને દુશ્મનને શરણ ન જવાનો તો તેમણે ઠરાવજ કરી રાખ્યો હતો. તેથી હવે શું કરવું તે સૂઝે નહિ. બહારના આપણા માણસોની મદદ આવી પહોંચશે, એમ ધારીને કેટલાએક દહાડા સૂધી વાટ જોઇ, પણ કોઈ આવ્યું નહિ. અન્નપાણી ન મળવાથી દુર્બળ થઇ ગએલા ડેન પહેરેગીરો કિલ્લાના બુરજ ઉપરથી આશાભરી નજરે જોતા હતા કે આજે કંઇ મદદનું લશ્કર આ-

વે છે કે નહિ. પણ તે બિચારાની આશા સફળ થ- ઇ નહિ. આખરે તેઓનો દાંતે જીવ આવ્યો, અને હવે જો હઠ પકડીને બેશીશું તો આપણે પાયમાલજ થઇશું એમ ડેન સરદારને નક્કી લાગવાથી તે દાંતે તૃણ લઇને ઘેરો ઘાલનારા સાકસનોને સ્વાધીન થયો. એવી રીતે ડેન લોકોની મુખ્ય ટોળાનો નાશ થઇને સાકસન લોકો જીત પામ્યા. તેમણે બાકી રહેલી ડેન ટોળીઓને મોટી હિમ- તથી હાંકી કહાડીને જ્યાં ત્યાં પોતાનો અમલ બેસાડયો, ત્યારે આલફ્રેડ ઇંગ્લાંડનો ફરીથી રાજા થયો.

ગથ્રમ ઘેરાયો ત્યારથી શરણ આવ્યો ત્યાં સૂધીમાં ચૌદ દિવસ લાગ્યા. તે આલફ્રેડે ફોકટ જવા ન દીધા. પ- ણ હવે શત્રુ આપણા હાથમાં આવશે તેનું શું કરવું? ને દેશમાં શાંતિ કેમ કરવી? એનો વિચાર કરવામાં તે મુદ્દત તેણે ગાળી હતી. તે વિચારનું ફળ તરત જણાઇ આવ્યું. આ વખતે ઇંગ્લાંડની પ્રજા ઉપર શાંતપણે અને ન્યાયથી અમલ ચલાવવાની મોટી પંચાયત હતી. તે એવી કે ડેનો જો કે સાકસોનોના શત્રુ હતા પણ તેમનું ઇંગ્લાંડમાં ઘણા દિવસ થયાં આવવું થએલું હોવાથી તેમાંના કેટલાએક ત્યાંના વતનીઓ જેવા ખેડૂત બની ગયા હતા. વળી માંહોમાંહે લગ્ન સંબંધ થઇને કેટલાક તો સાકસનો જેવાજ બની ગ- યા હતા. તેમને બીજા ડેનોની સાથે હાંકી કહાડવા એ આ- ખા દેશની ખરાબી કરવા જેવું હતું. એ સર્વ વિચાર આ- લફ્રેડના મનમાં સારી પેઠે આવી ચૂકયો હતો.

ડેન લોકોએ સાકસન લોકોને ઘણાં વરસ સૂધી ઘ- ણું દુઃખ દીધું હતું તેનું વેર લેવાનો આ પ્રસંગ હતો. બીજો કોઇ અવિચારી રાજા હોત તો આ વખતે તમામ ડેન લોકોની તેણે કતલ કરાવી હોત, પણ આલફ્રેડ ઘણો

વિચારવંત પુરૂષ હતો; તેણે પોતાના સઘળા સરદારોને પાસે બોલાવ્યા અને એવું અવિચારનું કામ કરવાથી આપણા આખા દેશની કેવી ખરાબી થશે તેની તેમને સમજણ પાડીને તેમનો જોસ્સો ઓછો કર્યો. વળી સઘળા ડેન લોકોને દેશમાંથી કહાડી મૂકવાનો કેટલાએકનો વિચાર હતો તેમને પણ સમજાવીને તે વિચાર ભાંગી પાડયો. અને એટલો ઠરાવ કર્યો કે, જે ડેન લોકો લડાઇનું કામ કરનારા અને હથિયારબંધ છે, તેમનેજ માત્ર ઇંગ્લાંડમાંથી, કહાડી મૂકવા ને જે બીજો કામ ધંધો કરીને દેશીઓને કશી અડચણ કરતા નથી, તેમને રહેવા દેવા. વળી તેજ પ્રમાણે ગથ્રમને કહાવી મોકલ્યું કે, "તમે અમારા હાથમાં આવેલા શત્રુ છો, એવું ગણી તમારી સાથે વર્ત્તવા હું ચહાતો નથી. અમારા રાજ્યની સરહદની બહાર ઇગ્લાંડમાં જ્યાં તમારા લોકોનો અમલ ચાલતો હોય ત્યાં જઇને નિરાંતે રહો, અમે તમને છોડી દઇએ છીએ, અને અમને કશી અડચણ ન કરતાં જો તમે તમારા પ્રાંત ઉપર અમલ ચલાવશો તો અમે તમારી સાથે મિત્રતાથી વર્ત્તીશું. તથાપિ તમારે પ્રથમ તમારા સઘળા માણસો સહિત અમારા રાજ્યની સરહદ બહાર નીકળી જવું જોઇએ, અને ફરીથી આ તરફ ન આવવાના કસમ લેવા જોઇએ. અમારા રાજ્યની દક્ષિણે જે પ્રાંતમાં સાકસન લોકોનો અમલ ઘણાં વરસ થયાં નાશ પામીને ડેન રાજ્ય સ્થાપન થયું છે, તેમાં તમારે રાજ્ય કરવું; એવી વર્ત્તણુંકની ખાત્રી સારૂ તમારા માંહેના કેટલાક માણસોને અમારે ત્યાં સાનમાં મૂકવા જોઇએ. અને એ સઘળા કરતાં વિશેષ અગત્યની સરત એ છે જે, તમારે બંને પક્ષના લશ્કરોની

સમક્ષ ખ્રિસ્તી ધર્મનો સ્વીકાર કરીને બાપ્તિસ્મા* લેવું જોઇએ; તે કામમાં ગુરૂ હોવો જોઇએ તે હું જાતે થઇશ."

આલફ્રેડના આ બોલવાની આપણને ખરેખરી નવાઇ લાગે છે. તેને ગથ્રમ અને બીજા ડેન લોકોથી ઘણું દુઃખ ખમવું પડ્યું હતું. એનેજ લીધે તેને કેટલાએક મહિના સુધી રાજપાટ તજી દઇને છાના રહેવું પડ્યું હતું; ને તેનો બદલો લેવા સારૂ તેમને ઘણું દુઃખ દેવું જોઇએ. એ તેના શિક્ષણ ઇત્યાદિ એકંદર સ્થિતિ જોતાં વધારે માનવા જોગ છે, તથાપિ એ પુરૂષ ખરા મોટા મનનો હતો. તે તેમણે કરેલા સર્વ અપકારો ભૂલી ગયો હોય તેમ તેમની સાથે પોતાના મિત્ર પ્રમાણે વર્તવાને તૈયાર થયો. તેણે ગથ્રમને ધર્માંતર કરવા શા માટે કહ્યું હશે, તે બરાબર સમજાતું નથી; તથાપિ ખરો તારનારો માત્ર ઇશુખ્રિસ્ત છે, તેના ઉપર જે વિશ્વાસ કરશે તે તારણ પામશે, એવો જે ખ્રિસ્તી ધર્મશાસ્ત્રનો સિદ્ધાંત તેને અનુસરીને આ આગ્રહ કર્યો હશે એમ અનુમાન થાય છે. એ અનુમાન જો ખરૂં હશે તો શત્રુનું હિત કરવું, એ જે સાધુનો ઉત્તમ ધર્મ તે આલફ્રેડમાં સંપૂર્ણ રીતે વસતો હતો એમ કહીશું તો તે ખોટું નથી.

આલફ્રેડે કહેલી સઘળી શરતો ગથ્રમે કબૂલ કરી; ને પોતાનું કેટલુંએક લશ્કર તેના રાજ્યની સરહદ બહાર નીકળી જવા સારૂ પૂર્વ ભણી રવાના કર્યું; અને પોતે પોતાના ત્રીશ મુખ્ય સરદારો સહિત આલફ્રેડ પાસે રહેવાને આવ્યો. તેને તેણે મોટા પરોણા પ્રમાણે આદરમાન આપ્યું.

---

* ખ્રિસ્તી ધર્મમાં દાખલ થતી વેળાનો એક પવિત્ર માનેલો સંસ્કાર છે.

ત્યાં કેટલાક દિવસ સુખચેનમાં કહાડ્યા પછી તેને બાપ્તિસ્મા આપવાની તૈયારી ચાલી. એ સંસ્કાર કરવાની જગા એથેલની પાસે હતી, કારણ તે સંસ્કાર કરાવનારા ઉપાધ્યાઓ ત્યાં રહેતા હતા.

ગથ્રમ ખ્રિસ્તી ધર્મ સ્વીકારવાને જે તૈયાર થયો; તે તે ધર્મની સત્યતા ઉપર વિશ્વાસ બેસવાથી તો નહિજ પણ આલફ્રેડના આગ્રહથી થતો હતો, તોય તેનું પરિણામ સારૂં થયું, તે એવું કે તેને અને તેના સાથીઓને ખ્રિસ્તી ધર્મનાં મૂળતત્વ સમજાઇને તેમાંની નીતિ પ્રમાણે ચાલવાને તે પ્રવૃત્ત થયા તે એક, અને બીજા સાધારણ ડેનોને તે ધર્મ સ્વીકારવાની છૂટ મળી તે બીજો એવા ફાયદા થયા. ખરૂં જોતાં એવી અડચણમાં આણીને તેની પાસે પોતાનો ધર્મ કબૂલ કરાવવો એ ખ્રિસ્તી ધર્મનાં મૂળતત્વથી ઊલટું છે. તથાપિ તે કાળ જૂદો હતો, અને તે વખતના લોકોની સમજણ પણ જૂદી હતી. અને રાજ્ય વ્યહવાર સાથે ધર્મનો ઘણો સંબંધ છે એમ તે વખતના લોકો માનનારા હોવાથી આ બનાવમાં કોઇને કંઈ વધારે આશ્ચર્ય લાગ્યું નહિ.

એને ખ્રિસ્તી ધર્મના પ્રવેશક સંસ્કાર કરવાનું કામ કેટલાએક દિવસ સૂધી ચાલ્યું. તે જે ઠેકાણે થયો તે ઠેકાણાનું નામ આલેર હતું. ત્યાં ઘણા ધર્માધિકારીઓ રહેતા હતા. તે સંસ્કાર કરતી વેળાએ ગથ્રમે સ્વચ્છ ધોળો પોશાક પહેર્યો હતો અને તેના ઉપર તેવુંજ સફેદ શેલું ઓરાડયું હતું. એ વસ્ત્રનું નિર્મળપણું તેમના ધર્મના પવિત્રપણાનું સૂચક ચિન્હ હતું એમ લોકો સમજતા હતા. એ સંસ્કાર પૂરા થતાં ગથ્રમનું નવું નામ એડલસ્ટન*

* ખ્રિસ્તી ધર્મમાં પ્રવેશક સંસ્કાર (બાપ્તીઝમ) કરતી વેળાએ નવું ખ્રિસ્તી નામ આપવાનો રિવાજ છે.

પાડયું. અને તેનું ઉપદેશકપણું આલફ્રેડે સ્વીકાર્યું. એ પછી તે સઘળી મંડળી ત્યાંથી કેટલેક છેટે રાજાએ એક સારી જગા તૈયાર કરાવી હતી ત્યાં મોટા ઠાઠમાઠથી જઈને એડલસ્ટનને મંડળીમાં દાખલ થવાનો વિધિ કર્યો. એ સર્વે પતી ગયા પછી જ્યાં ઉજાણી મિજબાનીઓ ચાલી, તેમાં ડેનો અને સાકસનો અગાડીનો વેરભાવ ભૂલી જઈને દોસ્તીદાવે ચાલવા લાગ્યા અને તે સર્વે જણાએ કેટલાએક દિવસ ઘણીજ ખુશી ખુશાલીમાં કહાડ્યા.

એજ વખતથી એડલસ્ટનને રાજ્યપદ પ્રાપ્ત થયું અને તેણે આલફ્રેડના રાજ્યની પૂર્વ દિશાએ ઠરાવેલા પ્રાંતો ઉપર સ્વતંત્રપણે રાજ્ય કરવાનું ઠર્યું. વળી આપણી બરોબરીનો રાજા છે, એમ ગણીને આલફ્રેડે તેની સાથે દોસ્તીના કોલકરાર કર્યા. તેમાં ગથ્રમે (એડલસ્ટને) કબૂલ કર્યું કે ઠરાવી આપેલા પ્રાંતની બહાર હું કદીએ હકુમતનો દાવો કરીશ નહિ. એ પ્રાંત કયો તે હવે નકશામાં બરાબર બતાવી શકાતો નથી એ ખરું છે, તથાપિ નાર્ફોક, સફોક, કેંબ્રિજશાયર, એસેકસશાયર અને હિયરફર્ડશાયરનો કેટલોક ભાગ તેમાં ગણાતો હતો એમ કહેવાય છે. આ પ્રાંતમાં તે વેળાએ મુખ્યત્વે ડેન લોકોનીજ વસ્તી હતી, અને જર્મન સમુદ્રમાંથી તેમને આ પ્રાંતમાં આવવાનું ઘણું સહેલું પડતું હતું.

આલફ્રેડે નીમી આપેલા પ્રાંતો ઉપર સ્વતંત્રપણે રાજ્ય કરવાનું કબૂલ કરીને ગથ્રમ બેશી ન રહ્યો, પણ તે પોતાને આલફ્રેડનો તાબેદાર ગણવા લાગ્યો, અને તેને સંકટ વખતે મદદ કરવાનું કબૂલ કર્યું. એ વિના કેટલાંએક માણસો સાનમાં મૂકયાં તે જૂદાંજ. તોપણ આલફ્રેડે તેમનો સંપૂર્ણ ભરોસો કર્યો નહિ; કેમકે ડેન લોકમાં સત્ય અ-

ને પ્રમાણિકપણું કેટલું છે, તે એ ઘણા દિવસ થયાં જાણતો હતો. છતાં પણ આપણે તેના હાથમાં સપડાયા ત્યારે દુઃખ ન દેતાં એક સ્વતંત્ર રાજ્ય આપ્યું, આટલો હેતભાવ આપણા ઉપર જણાવ્યો, એ તેનું વિલક્ષણ ઉદારપણું અને મોટું મન જોઇને ગથ્રમ આલફ્રેડને ઘણો મોટો પુરૂષ માનવા લાગ્યો તથા તેના લશ્કરનું બળ જોઇને તેનાથી ડરવા લાગ્યો.

ઉપર કહેલી મીજબાનીઓ સમાપ્ત થયા પછી ગથ્રમ તેની રજા લઈને પોતાને મળેલા પ્રાંતમાં આવી નિરાંતે રાજ્ય કરવા લાગ્યો. નીકળીને જતી વેળાએ આલફ્રેડે તેને ઘણીએક કીમતી વસ્તુઓ બક્ષિસ આપી. શત્રુ હાથ આવ્યા પછી તેના ઉપર આવડું હેત લાવવું અને તેને આવી બક્ષિસો આપવી એ ખરેખાત ઘણી મોટી ઉદારતા અને મોટા મનનાં લક્ષણ છે. એ અલૌકિક ગુણ આલફ્રેડનામાં હતો, તેથી ઈતિહાસકર્ત્તાઓએ તેની ગણના ને વર્ણન કરવા જોગ મહા પુરૂષોમાં કરી છે તે, યથાર્થ છે.

ગથ્રમને સ્વતંત્ર રાજ્ય આપવાના કામમાં તે રાજ્ય ઉપર આલફ્રેડે પોતાનું ધણીપણું કોઇ રીતનું રાખ્યું હતું કે નહિ તે વિષે કોઇ ઠેકાણે કંઇ લખેલું હોય એમ જણાતું નથી. તેથી ખાત્રીથી કાંઇ કહી શકતા નથી, તોપણ આપણા રાજ્યમાં જે કાયદા ચાલશે તેજ કાયદા ગથ્રમના રાજ્યમાં ચાલવા જોઇએ એવી તેની ઘણી મતલબ હતી. તે ઉપરથી તેના રાજ્ય માટે કાયદા કરવાનું કામ પોતાના હાથમાં રાખ્યું હતું એમ લાગે છે. એ કામમાં તેની નજર ઘણીજ લાંબી પહોંચી હોય એમ દેખાય છે. એટલે કાળાંતરે એ બંને રાજ્ય એકઠાં થશે. એમ તેને જણાયલું હોવું જોઈએ. અને એમ થયું એટલે ત્યાંના લોકોને પ્રજા

વ્યવહારમાં અને રાજ્ય રીતિના સંબંધનો કંઇ પ્રકાર પારકો જણાય નહિ એવી તેની મતલબ હતી. મોટા માણસો જે કામ કરે છે તે માત્ર ચાલતા વખત ઉપરજ નજર રાખીને કરતા નથી, પણ તેમનું ધોરણ સેંકડો વરસ પછી થનારી વાતો તરફ હોય છે.

ગથ્રમ પોતાના કરાર પ્રમાણે ચાલ્યો. તેને રાજ્ય કરવા સારૂ જે પ્રાંતો નીમી આપ્યા હતા તે સિવાય આલફ્રેડના રાજ્ય ઉપર કે તેના રાજ્યાધિકાર ઉપર તેણે કદીએ હાથ નાંખવાનો પ્રયત્ન કર્યો નહિ. તેણે રાજ્ય કરવા માંડ્યા પછી કેટલીએક વારે ડેન લોકોની કેટલીએક ટોળીઓ તેની પડોશમાંજ આવેલા આલફ્રેડના રાજ્યમાં આવી અને ગથ્રમ પાસે મદદ માગવા લાગી. પણ તેમાં તેમનું કંઇ વળ્યું નહિ. ગથ્રમ આગળનો ઉપકાર યાદ કરીને પોતાના વચનથી ન ઢળતાં પોતાના વતની પીંઢારાઓને મદદ ન કરી એટલુંજ નહિ, પણ તેમનાં કેટલાંક ટોળાંને તો ઘણુંજ જોરસાથી દેશ બહાર હાંકી કહાડ્યાં, એ વાત ધ્યાનમાં રાખવાની છે. માણસનો સ્વભાવ ગમે તેવો ક્રૂર અને ઉપદ્રવકારક હોય તોપણ કૃતજ્ઞતાવડે તે ભલો થાય છે. એવું આ અને બીજાં કેટલાંએક ઉદાહરણો ઉપરથી દેખાઈ આવે છે.

એ ડેન લોકોની પીડા કમી થવાથી શાંતિ મળ્યા પછી આલફ્રેડ પોતાના રાજ્યની વ્યવસ્થા અને સુધારાના કામમાં લાગ્યો. લશ્કરનો ઠાઠમાઠ રાખવો, રસ્તા બાંધવા, નવાં શહેર વસાવવાં, જૂનાં દુરસ્ત કરવાં, નવા કિલ્લાઓ બાંધવા, જૂના સમારવા, સરહદ ઉપર થાણાં બેસાડીને બંદોબસ્ત કરવો, ઠેકાણે ઠેકાણે ન્યાયાધીશ નીમવા, તેનાં નિયમિત કામો થવા સારૂ નવા કાયદા બાંધવા, વે-

પાર અને ખેતીને ઉત્તેજન મળે એવી તજવીજ કરવી, અને લોકોમાં વિદ્યાની અભિરૂચિ ઉત્પન્ન કરવી, તેઓ માંહેની જંગલી ચાલો કહાડી નાંખવી ને સારી રીતો દાખલ કરવી ઇત્યાદિ વખાણવા જોગ કામો તેણે ઘણો શ્રમ વેઠીને કર્યો. તે માંહેનાં કેટલાંએકનું વર્ણન આગળના ભાગમાં ટૂંકામાં જણાવવાની ગોઠવણ કરી છે.

ડેન લોકો સંબંધી આલફ્રેડને ઘણુંખરૂં દુઃખ ટળી ગયું ખરૂં, તથાપિ નાર્થમેન નામના બીજા એક જાતના જંગલી લોકો તેના દેશમાં ત્યારથી વારંવાર આવવા લાગ્યા, તેને લીધે એને ઘણી મહેનત પડી. અને તેના અમલના છેલ્લા ભાગમાં તો તે લોકોએ એક બે વાર સારી જીત પણ મેળવી. તેની હકીકત ઘણી લાંબી નથી, તથાપિ કાળાનુક્રમ પ્રમાણે તેનું આ ઠેકાણું નથી; માટે તે વાત યથાકાળે કહીશું.

જે ઉદારતા અને મોટપણથી આલફ્રેડ ગથ્રમ સાથે વર્ત્યો હતો તે ઉદારતા અને મોટાઇ ખરેખરી વર્ણન કરવા જોગ છે, અને એવો અનુપમ મોટો પુરૂષ પોતાના દેશમાં ઉત્પન્ન થવા માટે ઇંગ્રેજો ગર્વ કરે છે તે ખરૂં છે. ઇંગ્રેજોનીજ શા માટે વાત કરીએ! ગથ્રમના સંબંધમાં આલફ્રેડે જે આચરણ કર્યું, તે કોઈ પણ દેશના લોકોને સ્તુત્ય લાગવા સરખું છે; અને તે દાખલા પ્રમાણે ચાલીએ એમ કેટલાએક રાજાને પણ લાગવા સરખું છે. દુશ્મનને તેના અપરાધની ક્ષમા કરીને તથા તેને બક્ષિસો આપીને તેને પોતાના કરી લેવા, એ સદ્ગુણ ઘણા મોટા અને ઘણા ઉપયોગી છે. એવા ગુણો લોકોની નજરે પડતાં તેમને ઘણો ચમત્કાર અને સંતોષ લાગે છે. તથાપિ તે ધારણ કરવો કેટલો અને કેવો કઠણ છે તેની અજમાયશ તેના મનમાં આવતી નથી. પોતાના દુશ્મન સાથે જે-

મ આલ્ફ્રેડ ચાલ્યો, તેમ આપણે પણ આપણા દુશ્મન સાથે ચાલવું એમ જેના મનમાં આવતું હોય તેમણે પોતાના અલ્પ વ્યવહારમાં તેનો અનુભવ મેળવવો. અમસ્થા અનુમાન કરીને નિરાંતે બેશી રહેવું નહિ.



## ભાગ સાતમો.

આલ્ફ્રેડની કારકીર્દીનું વર્ણન કરવા તરફ સુજ્ઞ પુરૂષોનું આટલું ધ્યાન ખેંચાયું, તેનું મુખ્ય કારણ એમ છે કે તેને નાનપણથી લડાઇના કામનો છંદ હતો, અને તેની જુવાનીંના ઘણાખરા દિવસ ડેન લોકો સાથે લડવામાં ગયા, તોપણ રાજ્યાધિકાર હાથમાં આવતાંજ પોતાના રાજ્યના લોકોના સુખની વૃદ્ધિ કરવા માટે એકાદા કસાયલા મુત્સદ્દી પ્રમાણે, ઘણું ડહાપણ ઉદારતા અને દયા વાપરી અંતઃકરણથી મહેનત કરવા લાગ્યો અને તેની મહેનત સફળ થઇ. તે ઘણો શૂરો હતો એને માટે સર્વ લોકોની ખાત્રી થઈ હતી; અને તે ઉપરથી તેની કીર્તિ પણ ઘણી પ્રસરી હતી. તથાપિ લડાઇઓ મારીને શત્રુને જીતવાથી દેશનું ખરૂં કલ્યાણ થવાનું નથી અને આપણું નામ સદાકાળ રહેવાનું નથી, પણ એ બંને વાતો સાધવા માટે આપણા લોકોનું અજ્ઞાન દૂર કરીને તે માંહેની અનાડી રીતોનો નાશ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ, એમ તેના મનમાં આવ્યું ને તે તેણે કીધું, અને તે મોટે ભાગે પાર પડ્યું.

આલ્ફ્રેડ જે લોકોને સુધારવાને ચહાતો હતો, તે ઘણા અનાડી હતા. તોપણ તે જાણતા હતા કે આપણો રાજા જે શ્રમ કરે છે તે આખા દેશના લાભ માટે છે; અને તેનું ફળ આખરે સારૂં થવાનું છે. એણે જે સુધારા-

નો પાયો નાંખ્યો તે સુધારારૂપી ઈમારતને પૂરી થતાં ગયા દશ સૈંકડા લાગ્યા છે. એ વિષે કોઇ એક દેશનું અભિમાન ધરનાર ગ્રંથકારે લખ્યું છે તે ઘણું ચમત્કારિક છે. તે આ પ્રમાણે લખે છે:—"આંગ્લો સાકસન લોક સિવાય બીજા કોઇ પણ લોકોમાં આલફ્રેડ ઉત્પન્ન ન થાત, એ જેમ ખરૂં છે, તેમ તેના મનસૂબા બીજી કોઇ પણ પ્રજાને હાથે પાર પડત નહિ, એ પણ ખરૂં છે. આંગ્લો સાકસન લોકો ઘણા શાંત, ઉદ્યોગી, લડાઇનાં કામમાં ઘણા માહિતગાર, હિંમતવાન, સર્વ કામો પદ્ધતિ પ્રમાણે કરનાર, અને પક્કા ઠરાવવાળા છે. તેમને કંઇ પણ કામ કરવાનું હોય. પછી તેની માહિતી હો કે ન હો, તોપણ તે ઘણી તદબીરથી અને કોઇ પણ નિયમિત પદ્ધતિ પકડીને કરશે. તેમના કામમાં કદીએ ગરબડ થતી નથી. કામ તેમના હાથમાં ગયું કે તે સારા રૂપમાં આવશે, અને દિવસે દિવસે તે વધારે વધારે સુધરતું જશે. દુનિયાના બીજા દેશો, કંઈ વિશેષ ઉદ્યોગ ન કરતાં જ્યારે નિરાંતથી બેઠા હોય છે ત્યારે આંગ્લો સાકસન લોકોનો ઉદ્યોગ ઝપાટબંધ ચાલતો હોય છે. નિરૂદ્યમી કેમ રહેવાય તે તેઓ જાણતા નથી. બીજા દેશો મધ્યે લોકના સુખનાં સાધનો જુગના જુગ સુધી જેમનાં તેમ પડ્યાં રહે છે ત્યારે આંગ્લો સાકસનોના સુખનાં સાહિત્યો એક સરખાં સુધરતાં ચાલ્યાં છે. નવી નવી યુક્તિઓ કાઢવી, તે વપરાસમાં લાવવી, નવા નવા ઉદ્યોગો હિંમતથી હાથમાં પકડવા, પોતાનું સુખ વધારવાનો ઉદ્યોગ કરવો, નવા કાયદા કરવા, વગેરે વાતોમાં હમેશ મશગૂલ રહેવું એ તેમનું બિરદ છે. તેનું ઉત્તમ ફળ અમણાં કેવું મળ્યું છે તે જૂવો. આજ સૈંકડો વરસ થયાં એ દેશ પૃથ્વી ઉપરના કેટલાએક દેશોને અન્ન વસ્ત્ર પૂરાં

પાડે છે, કેટલાએક દેશો ઉપર રાજ્ય કરે છે. અને મોટા મોટા બળવાન દેશોને કોઈ કોઇ પ્રસંગે પોતાના કહેવા પ્રમાણે ચાલવાની ફરજ પાડે છે.” આ વર્ણન સ્વદેશાભિમાનના જુસ્સાની ઝૂમમાં લખાયલું હોય એમ લાગે છે. તેને લીધે તેમાં લગાર અતિશયોક્તિ થઇ છે. તોય એકંદર રીતે જોતાં એ વર્ણન ખરૂં લાગે છે.

પોતાના દેશના કલ્યાણ સારૂ આલફ્રેડે જે ઉદ્યોગ કર્યો તે લોકો એવા સારા છે એ માનીને કર્યો કે તેને સહેજ સૂઝ પડ્યું ને કર્યો, એ કંઇ પાકે પાયે કહી શકાતું નથી. તથાપિ આપણો દેશ એ આપણું કુટુંબ અને સગાંવહાલાંજ છે, એમ સમજીને તેને સુધારવા તથા તેના સુખની વૃદ્ધિ કરવા સારૂ નિરંતર પ્રયત્ન કરતો હતો એમાં તો સંશય નહિ. એ રાજ્ય કરવા લાગ્યો, ત્યારે તે લોકો ઘણા જંગલી અને બિનસમજ હતા તેને લીધે દરેક સારી વાત કરી તેમાં તેને ઘણી મહેનત પડી હતી.

એ ગાદીએ બેઠો ત્યારથીજ એને ડેન લોકો સાથે લડવું પડ્યું. અને ગથ્રમ સાથે કરાર થયા છતાં પણ તેઓ પીડા કરતા બંધ પડ્યા નહિ. તેનો બંદોબસ્ત કરવાનું કામ ઘણું મોટું હતું. સાધારણ બુદ્ધિના માણસને એટલુંજ કામ બસ હતું, પણ આલફ્રેડ અસાધારણ બુદ્ધિનો માણસ હતો. તેણે તો તે સંભાળીને પોતાના દેશીઓનો પુષ્કળ સુધારો થાય એવાં કામો કર્યાં. એ ઉપરથીજ ઇંગ્રેજો આજ પણ તેનાં ઘણાં વખાણ કરે છે.

લડાઇના દુઃખ વિના એક બીજું દુઃખ તેને હતું. તેને નાનપણથી એક રોગ લાગ્યો હતો. તે રોગ વારંવાર તેના ઉપર હુમલો કરતો હતો તેથી તેને ઘણી વેદના ભોગવવી પડતી હતી. એ શો રોગ છે તે ત્યારે નક્કી થઇ

શકતું નહોતું. તેને લીધે તેનો ઈલાજ ન મળવાથી જીવ્યો ત્યાંસૂધી એ વેદના તેને ખમવી પડી હતી. એ રોગને લીધે તેને હમેશાં ચેન પડતું નહોતું. અને કોઈ કોઇ વારતો એટલી તાલાવેલી થતી હતી કે નજરે જોઇ પણ શકાય નહિ; તોપણ એ સર્વ દુઃખ તે છેક શાંતપણાથી ખમતો, અને એ રોગ કોણ જાણે ક્યારે આપણી આખર લાવશે એમ તેના મનમાં આવતું હતું, તોપણ દેશનું કલ્યાણ કરવાના ઉદ્યોગમાં તે કદીએ પાછો હઠ્યો નહિ એ તેનાં આચરણ ખરેખરા મોટા સાધુ જેવાં હતાં. અને ખરા મહા પુરૂષોની વર્તણૂંક એવીજ હોય છે.

પોતાના દેશીઓને વિદ્યા ભણાવવાની આલફ્રેડની ધારણા હતી, પણ તે પાર પાડવાનાં સાધનો નહોતાં. તે વેળાએ છાપવાની કળા નહોતી, તેને લીધે પુસ્તકોની ઘણી અછત હતી. તે સર્વ હાથે લખવાં પડતાં હતાં, તેથી તેમાં વખત અને મહેનત ઘણો લાગતો, માટે તેની કીમત ઘણી પડતી. એ બધું દુઃખ આપણાથી અજાણ્યું નથી. દેશના તમામ લોકો ખેતી ઉપર ગુજરાન ચલાવનારા હતા. તેમને તેમાં સારી માહિતી હતી. પણ બીજી બાબતોથી તદ્દન અણવાકેફ હતા. તેમનામાં વિદ્યાની અભિરૂચિ ઉત્પન્ન કરવાની આલફ્રેડે મહેનત કરી. તેજ પ્રમાણે ઉપલા વર્ગના લોકોમાં કળાકૌશલ્ય ઉપર પ્રીતિ ઉત્પન્ન કરવાને ઘણી મહેનત કરી. એ એટલો માત્ર મોઢેથી બોધ કરીનેજ બેશી ન રહ્યો પણ જ્ઞાન સંપાદન કરવાને પરિશ્રમ કેમ કરવો તે પોતાના ઉદ્યોગવડે લોકોને તેણે દેખડાવી આપ્યું. એ બાબત કેટલીએક હકીકત પુસ્તકોમાં લખેલી છે. તેમાંની એક કહીએ છીએ.

વેલ્સ પ્રાંતમાં અસર નામે એક મોટો નામાંકિત ધ-ર્માધ્યક્ષ હતો. વિદ્વત્તા માટે તેની ચારેમેર ઘણી કીર્તિ હતી. તે આલફ્રેડને કાને પડવાથી, તેને બોલાવવા સારૂજ ખાસ એક માણસ મોકલ્યો. તેથી તે દરબારમાં આવ્યો. તેની વિદ્યા અને રહેણી જોઇને રાજા ઘણો ખુશી થયો. અને એવો મોટો માણસ આપણી મંડળીમાં હોવો જોઇએ એમ એના મનમાં આવવાથી તેને એણે કહ્યું. "આપ મહેરબાની કરીને મારા દરબારમાં રહેશો તો, વેલ્સમાં જે તમને ઉત્પન્ન મળે છે તેના કરતાં ઘણી વધારે ઊપજનાં કામ હું તમને આપીશ. અને તમારી યોગ્યતા પ્રમાણે ઘણું માન આપીશ. એ જ્યારે અસરે ના કબૂલ કર્યું, ત્યારે એમ કહ્યું કે, "તમને મારી પાસે હમેશ રહેવાને ઠીક લાગતું ન હોય તો વરસના છ મહિના તો રહેવાને હું માગી લઉં છું." તેનો અસરે જવાબ દીધો કે, "એ બાબત મારાથી હાલમાં કંઇ કહી શકાતું નથી. વેલ્સમાં મારા બરોબરીઆ અને હાથ તળેના જે ધર્માધિકારીઓ છે, તેનો વિચાર લીધા વિના હું કંઇ કરી શકતો નથી. તોપણ આપના આ પ્રશ્નનો જવાબ દેવાને હું ચાર પાંચ મહિનામાં પાછો આવીશ." એમ વાતચીત થયા પછી તે કેટલાક દિવસ તેના દરબારમાં રહ્યો ને પછી રજા લઇને પાછો પોતાને વતન ગયો.

એ વાતને છ માસ થયા તોય કબૂલ કર્યા પ્રમાણે અસર પાછો આવ્યો નહિ, તેથી આલફ્રેડને લગાર માઠું લાગ્યું, અને તેની તપાસ કરવા સારૂ એક માણસ મોકલ્યું. તેણે જઇને જોયું તો અસર માંદો પડેલો હતો પણ તેના સોબતીઓએ તેને ઇંગ્લાંડમાં છ મહિના રહેવાની સંમતિ આપી હતી. તેમાં તેની મતલબ એટલીજ હતી

કે રાજાના આશ્રયથી આપણા વેલ્સ પ્રાંતના સંરક્ષણને વધારે મજબૂતી આવશે, અને વળી કંઇ વધારે ઉપજ પણ થશે. એવી રીતે અસર ઇંગ્લાંડ ગયો. ત્યાં આલફ્રેડની પાસે સર્વ કાળ સાથે સુખે રહીને તરેહ તરેહની નવી વાતો શીખવવા લાગ્યો. રાજા તેના ઉપર ઘણી મહેરબાની રાખતો હતો અને ધર્મ ખાતાની દેખરેખ રાખવાના અધિકાર ઉપર તેની નેમણુંક કરી હતી.

એક વાર અસર આલફ્રેડ સાથે જૂદા જૂદા વિષય ઉપર વાત કરતો હતો, તેવામાં તેણે લાટિન ભાષામાં એક વાક્ય કહ્યું, અને તેનો અર્થ આલફ્રેડને આંગ્લો સાકસન ભાષામાં સમજાવ્યો. એ સાંભળીને રાજાને આનંદ થયો, અને એને એવી ઇચ્છા થઇ કે એ વાક્ય આપણે લખી લેવું જોઈએ, માટે તરત તેણે પોતાના ગજવામાંથી એક ચોપડી કહાડી. તેમાં પ્રાર્થના અને સ્તોત્ર લખેલાં હતાં. એ ચોપડી હમેશાં તેની પાસે રહેતી હતી. તેના ઉપર કોઈ જગાએ એ વાક્ય અને તેનો અર્થ લખી લેવાનું એના મનમાં હતું, પણ તેના ઉપર લગારે ખાલી જગા ન રેહેલી જોઇને અસર બોલ્યો, "એવાં લાટિન વાક્યો ઘણાં છે અને તે વારેવારે તમારે સાંભળવાનાં છે. તે લખી લેવા સારૂ જૂદીજ ચોપડી બાંધીને તેમાં લખશો તો સારૂં." એ ઉપરથી તેણે એક બીજી ચોપડી બાંધી, અને તેમાં લાટિન ભાષા માંહેનાં ધર્મ સંબંધી અને નીતિ સંબંધી વાક્યો લખી લેવાનો રિવાજ રાખ્યો. તે વાક્યોનો આંગ્લોસાકસન ભાષામાં અર્થ રાજા પોતાને હાથે લખતો હતો. એવી રીતે તે ચોપડીમાં એવાં હજારો વાક્યો એકઠાં થયાં. તે ચોપડી આલફ્રેડ હમેશ પોતાના ગજવામાં રાખતો હતો અને ફુરસદની વખતે તે વાક્યોનો અભ્યાસ કરતો હતો, એમ

થતાં થતાં તેને લાટિન ભાષાની મીઠાશ લાગી અને તે દહાડે દહાડે વધવાથી તે ભાષા એ શીખ્યો અને તેમાં હોંશીઆરી મેળવી. કંઈ મોટું કાર્ય થવા સારૂ કોઇ કોઇ વાર નજીવું કારણ હોય છે.

પોતાની પ્રજાને વિદ્યા શીખવીને તેની બુદ્ધિ વધારવા સારૂ આલફ્રેડ ઘણી મહેનત કરતો હતો. તે વેળાએ છાપવાની કળા ન હોવાથી પુસ્તકની પ્રતો હાથે લખવી પડતી હતી. પોતાના લોકોની સગવડને સારૂ રાજાએ જાતે કેટલાંએક લાટિન પુસ્તકોનાં ભાષાન્તરો લખ્યાં અને તેમાંનાં કેટલાંએક મઠોમાં મૂક્યાં અને કેટલાંએક ઘણા જણ વાંચી શકે એવા બંદોબસ્તથી લોકોમાં વહેચ્યાં. તેમાં નીતિ, ધર્મ અને વ્યવહાર સંબંધી બોધ હતો. તેથી તે વખતના ડાહ્યા માણસોને તે પુસ્તકો ઘણાં ગમતાં હતાં. તે માંહેના કેટલાક સિદ્ધાંતો તો એવા હતા કે આજના વિદ્વાનો પણ તે કબૂલ કરે છે, ને હવે પછીના પણ કરશે; અને કેટલીક વાતો એવી પણ છે કે તે તે વખતના લોકોનેજ સારી લાગી હશે પણ હાલમાં તો તે અગ્રાહ્ય જણાવા લાગીછે. એ આ વિદ્યાવૃદ્ધિનો સાધારણ પરિણામ છે. આલફ્રેડના હાથના લખેલા લેખો હજીસૂધી કોઇ કોઈ ઠેકાણે ઘણી કાળજીથી સંઘરી રાખવામાં આવેલા છે, ને તે શોધક અને પ્રાચીન વસ્તુને ચહાનારા પુરૂષો ઘણા ભાવ અને આનંદથી જુવે છે. તે ઘણા જૂના થવાથી તે ઉપરના ઘણા અક્ષરો વાંચી શકાતા નથી, અને કેટલાકના વચ્ચેના અક્ષરો ખવાઇ જવાથી કેટલાંક વાક્યોના અર્થ પણ બરાબર બેસતા નથી, તોપણ વિદ્વાન માણસો તેની મોટી યોગ્યતા ઘણી માને છે.

લોકોને વિદ્યા શીખવવા સારૂ આલફ્રેડે જે અનેક પ્રયત્નો કર્યા તેમાંની એક આક્સફોર્ડની પાઠશાળાની

સ્થાપના ગણાય છે. આક્સફૉર્ડમાં તે ઘણા દિવસ સૂધી રહેતો હતો, અને કેટલાંક વરસ સૂધી તો તે તેની રાજધાની હતી. એ શહેર ટેમ્સ નદી ઉપર વસેલું છે. તેની આસપાસ ડુંગર અને રાન ઘણાં છે. અને એ સ્થળ નિર્મળ, શાંત અને દેખાવમાં ગંભીરતાવાળું છે. તેણે કરીને તે પોતાની કલ્પનાશક્તિને ગમે તેમ ચલાવીને બેશીને કવિતા રચવાલાયક ઠેકાણું છે એમ વિદ્વાનો માને છે. ત્યાં આલફ્રેડના અમલની અગાઉનો એક મોટો મઠ હતો. તેમાં પુષ્કળ વિદ્વાન પુરૂષો રહેતા હતા. તથા એ મઠને ઘણા રાજાઓએ તરેહ તરેહની બક્ષિસો આપી હતી. તેમાંની કેટલીક તો એવી હતી કે તેના આગળ આલફ્રેડની બક્ષિસ કશી ગણતીમાં નથી. માટે કેટલાક ગ્રંથકારોનું એમ કહેવું છે કે આલફ્રેડે આક્સફૉર્ડની વિદ્યાસભા સ્થાપી એમ કહેવા કરતાં આલફ્રેડે તેને ઉત્તેજન આપ્યું એમ કહેવું ઠીક છે. તોપણ આ રાજાએ કેટલાક નવા નિયમો કરીને તે સભાના કામને એક ઉત્તમ પદ્ધતિમાં લાવી મૂક્યું, અને ત્યાં દૂર દૂરના દેશો માંહેના નામાંકિત વિદ્વાન પુરૂષોને બોલાવી મંગાવીને અનેક વિદ્યાના વિષયો ઉપર તેની પાસે ચર્ચા કરાવવાની રીત દાખલ કરી; અને લોકોને ભણાવવા સારૂ અનેક નિશાળો ઠામ ઠામ સ્થાપન કરી. આ અલૌકિક કામ ઉપરથી સર્વ લોકોએ તેને એ સભાનો એક વાર જનક કહ્યો, તે તેમને તેમ ચાલ્યો અને ચાલશે. હાલમાં આક્સફૉર્ડ શહેર વિદ્યાનું મુખ્ય સ્થળ ઠર્યું છે. ત્યાંના રસ્તાની શાંતતા, મોટા મોટા ચોક, દેવળો, ભજનાલયો, પુસ્તકશાળાઓ, જૂની ભવ્ય ઇમારતો, ઈત્યાદિ નજરે પડવાથી નવો પ્રવાસી આશ્ચર્ય પામી જાય છે. ગયા દશ સેંકડા વરસમાં આ વિદ્યાસ્થળમાં વિદ્વાન થઇને જે ટોળું

બહાર પડયું તેવડે જનસમાજના મનની સ્થિતિમાં ઘણો મોટો ફેરફાર થયો છે, અને હવે પછી કેટલો થશે તે વિષે કંઇ અનુમાન થઇ શકતું નથી. માટે વિદ્યાના સંબંધમાં આ સ્થળને આટલું મહત્વ મળ્યું છે તે યથાર્થ છે.

ઘણા દિવસ સૂધી દેશમાં દગો ફિસાદ ચાલ્યાને લીધે કેટલાક કિલ્લાઓ છેક નાદુરસ્ત થઈ ગયા હતા, તેમને મરામત કરાવી અને કેટલાક નવા બાંધ્યા, તથા કેટલાંક શહેરો વસાવ્યાં; અને ઠામ ઠામ સાર્વજનિક સુધારાની મંડળીઓ સ્થાપીને તેનું વડાપણું ધાર્મિક વિદ્વાનોને સોંપ્યું. તેજ પ્રમાણે દેશના રાજય વ્યવહારના સર્વ કાયદા એકઠા કરીને સારો બંદોબસ્ત કર્યો; તથા તેને અનુસરીને કામ શી રીતે કરવું તે ઠરાવી આપ્યું. એના પહેલાં કાયદા પ્રમાણે કામ ચાલતું નહોતું એમ અમારી કહેવાની મતલબ નથી; તથાપિ સમજૂતી અને વહીવટના સંબંધમાં જે કાંઇ જૂદી જૂદી રીત જૂદે જૂદે ઠેકાણે ચાલતી હતી, તે સર્વ દૂર કરીને સર્વ કામ પદ્ધતિમાં લાવી મૂકયાં.

આલ્ફ્રેડે પોતાની પ્રજામાં ઘણીએક નવી રીતો દાખલ કરી. અણસમજુ લોકો પોતાની રીતભાતના સંબંધમાં ઘણા હઠીલા અને દુરાગ્રહી હોય છે. જૂના ચાલ છોડીને નવો રિવાજ દાખલ કરતાં તેમનો જીવ જાય છે. અને તે કામમાં તે કોઇનું સહેજસાજ તો સાંભળનાએ નથી. સાકસન લોકોની સ્થિતિ છેક એવાજ પ્રકારની હતી. તોપણ આલ્ફ્રેડે તેમનામાં ઘણીએક નવી રીતો દાખલ કરી એ ખરેખાત ઘણું નવાઇ જેવું છે. તથાપિ લગાર વિચાર કરીને જોતાં તેમાં કશું આશ્ચર્ય નહોતું એમ ખુલ્લું જણાઇ આવશે. કેમકે આલફ્રેડ ઘણોજ વિચારવંત અને દીર્ઘદર્શી પુરૂષ હતો, તથા તેને મનુષ્ય સ્વભાવનું સારૂં જ્ઞાન

હતું. લોકોને આપણે જે કરવાનું કહીએ છીએ, તે આપ- ણે જાતે કરવા માંડ્યા વિના તેઓ તેમ કરવાના નથી, એ સારી રીતે જાણીને તે ચાલતો હતો. અને સઘળા કરતાં એક વાત બહુ સારી હતી કે, તેના ઉપર લોકોનો સંપૂર્ણ વિશ્વાસ બેઠો હતો, ને તે આપણને જે કાંઇ કરવાનું કહે છે, તેમાં આપણને ખરેખરો ફાયદો હોય તેજ કહે છે એ- મ તેની પ્રજાના મનમાં ઠસી ગયું હતું, તેથી તેને તેની પ્રજાને સુધારવાનું કામ સહેલ થઈ પડયું. રાજા અને પ્ર- જા એક વિચારનાં હોય ત્યાં દેશ સુધારવાને વાર લાગતી નથી; પણ તેમાં જૂદાપણું હોય તો કેટલી વિપત્તિ પડેછે, અને સુધારવાનું કામ કેવું ઢીલું ચાલે છે તે જોવાને અ- મારા વાંચનારાઓને આઘે ક્યાં જવું પડે એમ છે, આપ- ણા પોતાના દેશમાં જોઇ લ્યો એટલે બસ.

આલફ્રેડ સ્વભાવે ઘણોજ શાંત અને હિંમતવાન પુ- રૂષ હતો. તે સહેજસાજ કોઇના ઉપર ગુસ્સે થતો ન- હોતો, અને સંકટના વખતમાં ગભરાતો નહોતો. જે વા- તથી સાધારણ કોઈ પણ માણસને મહા માઠું લાગે તેવી વાતનું તેને કંઈએ લાગતું નહોતું. વળી તે ઘણો સહન- શીલ હતો, તેને કોઇ કંઇ કહે તો તે વિષે આલફ્રેડ મનમાં લાવતોજ નહિ. હાથ નીચેના નોકરે કંઈ ચૂક કે કુચવાટ કર્યો હોય તોય તે તેના ઉપર ચીડાઇ જતો નહિ. કેમકે ચાકરોથી તેમ હમેશ બનવાનુંજ એમ તે સમજતો હતો. મોટા લાભથી ઘણા ખુશી થઇ જવું અને લગાર નુકસાન થતાંજ મહા શોકાતુર થવાનું તો તેને માલમજ નહોતું. તે હમેશા તૃપ્ત, શાંત અને વિચારમગ્ન તત્વજ્ઞાની હતો, એમ કહેવામાં કાંઈ ખોટું નથી. તે વારંવાર કહે તો કે "માણસ ગમે તેવી સ્થિતિનો હોય પણ સુખ દુઃખનો વા-

રો તેનાથી ટળવાનો નથી, માટે તે સ્થિતિ ફરતાં પોતાની રહેણીમાં ફેર પડવા ન દેવાનો માણસનો દૃઢ નિશ્ચય હોવો જોઈએ" એમ માત્ર કહીનેજ બેશી ન રહેતો પણ તે પ્રમાણેજ તે ચાલતો હતો. પરમેશ્વરે આપણને જે આ જીવની બક્ષિસ કરી છે, તે બીજાઓનું ભલું કરવાને સારૂ કરી છે એમ તેને વિશ્વાસ હતો, તેથી તે તેવી રીતે વર્ત્તતો હતો; તથા દેશનું ભલું કરવું એ આપણી મુખ્ય ફરજ છે એ વાત તેના અંતઃકરણમાં ઠશી ગઇ હતી. માટે તેનાથી બને તેટલો ઉદ્યોગ હમેશા કરતો હતો. અને એ સઘળું તેના હાથ તળેના કામદારો તથા પ્રજા જાણતી હતી; તેનેજ લીધે તમામ પ્રજા તેને પિતા સમાન માન આપતી, અને જે કામ હાથમાં આવતું તે પાર પાડવાને તનમનથી મહેનત કરતી.

એટલા પ્રકારનું કામ આલફ્રેડે માથે લીધેલું હોવાથી તે જંપીને જરાએ બેસતો નહોતો, પણ નિરંતર કોઈને કોઈ કામમાં ગુંથાએલો રહેતો. અને સઘળાં કામો બરાબર કરવા સારૂ તેને પોતાનો વખત ઘણોજ સંભાળવો પડતો હતો. તે વખતે ઘડીઆળ બનાવવાની યુક્તિની કોઇને ખબર નહોતી. અને આલફ્રેડના મનમાં તો એમ આવ્યું કે કોઈ પણ વખતે વેળાનું માન જોઈએ ત્યારે જણાય; એમ કર્યાં વિના નિયમિત કોઇ પણ કામ કરવાની ગોઠવણ થઇ શકવાની નથી. એ બાબત તેણે પોતાની પાસેનાં માણસો સાથે ઘણો વાદ વિવાદ કર્યો, તથાપિ તેથી કંઇ ફાયદો થયો નહિ, ત્યારે આખરે તેણે જાતેજ એક યુક્તિ કહાડી; તે એવી કે દરબારમાં અને ભજનાલયોમાં અજવાળાને સારૂ મીણબત્તીઓ સળગાવતા હતા. તે જે પ્રમાણે નાની મોટી હતી તે પ્રમાણે તે ઘણો થોડો વખત બળતી હતી. એ ઉપર તેનું ધ્યાન ખેંચાયું. તે ઉપરથી કંઈ નિયમિત પ્રમાણ*કહાડીને એક કલાકમાં ત્રણ ઇંચ બળી શકે એવી

મીણબત્તીઓ તૈયાર કરવાને ફરમાવ્યું. તે મુજબ તે તૈ-યાર થઇ. તેનું વજન બાર પેનીવેટ અને લંબાઇ બરાબર એક ફુટની હતી. એટલે એવી દરેક મીણબત્તી બરોબર કલાક સૂધી બાળવાની ગોઠવણ કરી. વળી તે ઉપર કાપા પાડ્યા હતા. તે ઉપરથી વીસ વીસ મિનિટનો વખત મા-લમ પડતો હતો. એ મીણબત્તીઓ તેણે ભજન મંદીરોમાં મૂકાવી, અને ત્યાંના અધિકારીઓને ફરમાવ્યું કે તે દહા-ડો રાત બાળવી, અને તેના ધોરણ ઉપર દર કલાકે અ-થવા બે કલાકે મોટા ઘંટના ટકોરા મારવા, અને લોકોને જાહેર કર્યું કે, ઘંટના અવાજ ઉપરથી તમારે તમારાં કામ દરરોજ વખતે વખત કરવાં. એ વાત લોકોના મનમાં સારી રીતે ઠસવા સારૂ તથા તે પ્રમાણે ચાલવા સારૂ આલફ્રેડે પોતાનાં કામો ઘંટાના ધોરણ ઉપર કરવા માં-ડ્યાં. બોધ કરવામાં વાચાળતા કરતાં ક્રિયા ઘણી ઉપયો-ગી પડે છે એ તે સારી પેઠે જાણતો હતો.

એ કામ લોકોને ઘણું સારૂં લાગ્યું; અને તેમનાં કા-મો વખતે વખત થવા લાગ્યાં. તથાપિ તેમાં એક મોટી અડચણ આવી પડી. તે વખતમાં કાચની પણ કોઇને ખ-બર નહોતી તો બારીએ કાચ શેના મૂકે? તેથી દેવળની બારીઓમાંથી પવનનો સપાટો લાગવાથી વખત જાણવાની મીણબત્તીઓ ઓલવાઇ જતી, તેથી કાળ માનમાં ઘણી ગરબડ થવાની વાત રાજાને કાને ગઇ ત્યારે પાછો તે બા-બત વિચાર કરવા લાગ્યો. તેમ કરતાં તેને જણાયું કે જનાવરનાં શિંગડાંને કાપીને કાગળ જેવાં પાતળાં કરવા-થી તે પારદર્શક અને જેમ વાળીએ તેમ વળે એવાં થા-ય છે, માટે તેનો ઉપયોગ કરી જોવો. એ ઉપરથી તેણે નાની પેટીઓ જેવા ડબ્બા તૈયાર કરાવ્યા, ને તેમાં મીણ-

બત્તી મૂકાવી. તેથી પવન લાગવાનું બંધ પડ્યું; અને તે બરાબર બળવા લાગી. એ યુક્તિ આલફ્રેડે કહાડી માટે કંડીલની મૂળ કલ્પના કાઢનાર યૂરોપના લોકો તેને ગણેછે.

એવી રીતે વખતનું માપ ઠરાવવાનું કામ પૂરૂં થવાથી તેનાં સર્વ કામો બરોબર નિયમિત ચાલવા લાગ્યાં. તે વખતનો એક ઇતિહાસ લખનાર એમ કહે છે કે "આલફ્રેડે એકંદર દહાડો અને રાત મળીને તેના ત્રણ સરખા ભાગ કર્યાં હતા. તેમાંનો એક ભાગ તે વિશ્રાંતિ અને ખાવા પીવામાં ગાળતો, એક ભાગ રાજ્ય સંબંધી કામ કાજમાં ગાળતો અને એક ભાગ ઇશ્વર ભજનમાં કહાડતો હતો." ઇશ્વર ભજનના કામમાં વિદ્યાભ્યાસ, ધર્મ ખાતાની વ્યવસ્થાની દેખરેખ ઇત્યાદિ વાતોનો સમાવેશ થતો હશે એમ સુજ્ઞ ગ્રંથકારો ધારે છે. અને તે સમયમાં ગ્રંથ વાંચવા અને ધર્મ, નીતિ સંબંધી વિચાર કરવાનું કામ મહોમાંજ થતું હતું, એ ઉપરથી એ તર્ક ખરો જણાય છે. અમૂક વેળાએ અમૂક કામ કરવું એવો નિયમ ઠરાવવાનું કામ કંઇ અઘરૂં નથી પણ તે પ્રમાણે કામો અવ્યવસ્થિત ન થવા દેતાં કરવાનું કામ ઘણું કઠણ છે. એ વાત સર્વનાજ અનુભવમાં આવવા જેવી છે. તોપણ પાછળના લેખ ઉપરથી એમ જણાય છે કે પોતાનું કામ વખતે કરવામાં તે કદી ચૂક્યો નથી.

આલફ્રેડ પોતાના રાજ્યકારભારમાં ઘણીજ ચોખ્ખાઇથી ચાલતો હતો; અને પોતાના દેશનું ભલું કરવાને નિરંતર મહેતન કરતો હતો. તેથી તેની પ્રજા ઘણીજ સુખી થઇ, અને તેના દેશની આમદાનીમાં દિવસે દિવસે વધારો થવા લાગ્યો. તોપણ ડેન લોકો સ્વારીઓ કરીને તેને કદી કદી ત્રાસ આપતા હતા. અને જે ડેન લોકો ઇંગ્લાંડમાં

રહેતા તે માંહોમાંહે ટટો કરીને કચાડ કરતા તે જુદાજ. એ સર્વનું નિવારણ કરીને તેણે પોતાની પ્રજામાં નીતિ, ધર્મ, કળાકૌશલ્ય ઇત્યાદિ સુખદ વાતોની વૃદ્ધિ થોડા વખતમાં ઘણીજ કરીને તેમની યોગ્યતા વધારી એ તેને અત્યંત શોભા આપનારૂં છે. ડેન લોકોના હુમલાઓ તેણે બંધ પાડ્યા હતા, તોપણ તેના રાજ્યની આખરે ડેન સરદારે તેના રાજ્ય ઉપર સ્વારી કરી તેને લીધે તે દેશને ઘણીજ પીડા ભોગવવી પડી. તે હકીકત લગાર લાંબી છે અને આ ભાગની હદ આવી છે, માટે તે હકીગત આવતા ભાગમાં જણાવીશું.



## ભાગ આઠમો.

સત્પુરૂષો જગતના હિતને સારૂ પ્રયત્ન કરવા લાગ્યા કે તેમાં વિઘ્ન કરવાનું દુષ્ટ માણસોનું બિરદ હોય છે. જાણે તેમ કર્યા વિના તેમની દુષ્ટતા પૂર્ણતા પામતીજ ન હોયની! આલફ્રેડ ડેન લોકોના હાથમાંથી પોતાનો દેશ પાછો લઈને તેના લાભ સારૂ પ્રયત્ન કરતો હતો, તે ઘણો ખરો સફળ થયો હતો. એટલે તેના પ્રયત્નથી લોકો સુખી થયા તથાપિ તે સુખની ભરતી ઘણા દિવસ સૂધી એક સરખી ચાલ્યા કરે એવો ઇશ્વરી સંકેત નહોતો. એદેનચુનમાં આલફ્રેડે જીત મેળવ્યાને પૂરાં પંદર વરસ નહોતાં થયાં એટલામાંજ હેસ્તિંગ નામે એક ડેન સરદારે ઇંગ્લાંડ ઉપર ચડાઈ કરીને ત્યાંના લોકોને હેરાન કરવા માંડ્યા. તે સંબંધી હકીકત કહેવા માંડ્યા પહેલાં હેસ્તિંગ વિષે થોડુંક જણાવવાની જરૂર છે.

ઉપર કહ્યા પ્રમાણે એ ડેન સરદાર હતો. તેની પા-

સે હમેશ લશ્કર રહેતું તથા તેની પાસે સારૂં આરમાર પણ હતું. તે જર્મન સમુદ્ર ઉપર અમલ ચલાવતો હતો. અને તે પોતાને તે સમુદ્રનો રાજા કહેવડાવતો હતો. તેની આખી જુવાની હુલડ તોફાનમાં ગઈ હતી. તે વખતે એ જે રીતે ચાલતો હતો, તે રીતે હાલમાં જો કોઈ ચાલવા માંડે તો તે ચાંચિઓ અને બળવાખોર કહેવાય અને શિક્ષા થાય, તથાપિ તે વખત જૂદો હતો. તે વખતે તો એમ વર્તનારા શૂરા ગણાતા, અને તેમનાં વખાણ થતાં, પણ એમ બખેજ સરખું ગણાતું નથી. હેસ્તિંગને તેના દેશના લોકો શૂરો અને પરાક્રમી ગણતા હતા પણ જે બીજા લોકોને તેનાથી પીડા થતી તે તેને બંડખોર, ચોર, દુષ્ટ, ને ઘાતકી સમજતા હતા. કહેવાય છે કે, "અનુભવ, અભિપ્રાયની માતા છે" એ ખરૂં છે.

હેસ્તિંગે ફ્રાન્સ ઉપર સ્વારી કરીને ત્યાંની પ્રજાને ઘણીજ પીડી હતી. એના સમાચાર આલફ્રેડ અને આંગ્લો સાકસનો જાણી ચૂક્યા હતા. તેથી તેનાથી ઘણા બીના હતા. તેણે અગાડી પણ એકવાર ઇંગ્લાંડ ઉપર હુમલો કરવાનો પ્રયત્ન કર્યો હતો; તે વારે ગથ્રમ જીવતો હતો. તેણે પોતાનાં વચન પ્રમાણે વર્તીને આલફ્રેડના રાજ્યના બચાવ સારૂ તેની સાથે લડીને પાછો કહાડ્યો હતો. પણ હવે તો ગથ્રમ મરી ગયાને ઘણા દિવસ થયા હતા. તેથી આ વખતે એકલા આલફ્રેડને શત્રુ સામે લડવા ઊભું રહેવું પડ્યું.

હેસ્તિંગ જળ માર્ગે આવીને ઇંગ્લાંડના દક્ષિણ કિનારા ઉપર પોતાના લશ્કર સાથે ઉતર્યો, કેમકે એ દેશના પૂર્વ ભાગમાં ગથ્રમનું રાજ્ય છે. તે અગાડીની માફક મારી સાથે લડશે તો મારે હારીને પાછું જવું પડશે એમ તેણે ધા-

યું. ગથ્રમ મૂઆની એને ખબર નહોતી અને એ તેનાથી બીતો હતો માટેજ દક્ષિણ ભણી વળ્યો.

મૂળે તેની પાસે લશ્કર વધારે હતું અને તેમાં રસ્તે આવતાં જર્મન સમુદ્રનાં બેટોના કેટલાએક રહેવાશીઓ તેને મળ્યાથી મોહું લશ્કર જામ્યું. તેની સાથે નાની મોટી બધી મળીને અઢીસે હોડીઓ હતી. એ બધું અરમાર એક જગા ઘણી કીચડવાળી ને ઝાડીથી ભરપૂર હતી એવી એક ચીચરવટીમાં આવીને ઉતર્યું. એ ચીચરવટીને રોમી નામથી ઓળખતા હતા. હાલમાં એ ચીચરટીને પૂરી નાંખીને સમુદ્રનું પાણી ન આવે માટે બાંધ બાંધી લઇને સારી ફળદ્રુપ બનાવવામાં આવી છે. તે એવી સરસ બની છે કે અગાડી એવી નઠારી જગા હતી તે જોનારના મનમાં પણ આવી શકતું નથી. હેસ્તિંગ ત્યાં ઉતર્યો ત્યારે જંગલમાંથી જવાનો રસ્તો માત્ર એક નદીમાં થઇને હતો. તેમાં હોડીઓ ચાલતી તેમાં બેશીને લોકો માંહેલા ભાગમાં આવતા હતા. હેસ્તિંગ પણ તે નદીને રસ્તે કોરી જમીનમાં આવ્યો અને ત્યાં મજબૂત બંદોબસ્તથી છાવણી નાંખીને રહ્યો. એ ઠેકાણે કાદવ નહોતો એટલુંજ નહિં પણ તે જંગલ અતિશય ભયંકર હતું અને તેની આજૂબાજૂ માણસની મુદ્દલે વસ્તી નહોતી. તથાપિ તેનાથી ઘણેજ આઘે જંગલી ખેડૂતો રહેતા હતા. તે આ જંગલમાં લાકડકુકડ લેવા સારૂ તથા પેલી કાદવવાળી જગાએ તેઓ એક નાની સરખી ઘડી બાંધતાં હતાં ત્યાં કામ કરવાને કોઈ કોઇવાર જતા. તેમને હેસ્તિંગે હાંકી કહાડયા. પછી વધારે અંદરના ભાગમાં ઘુશીને સારી જગા મળતાંજ ત્યાં એક કિલ્લો બાંધી તેમાં લશ્કર રાખ્યું.

આ ડેન સરદારનો એવો મનસૂબો હતો કે, ટેમ્સ

નદીના મુખ આગળ આપણું સૈન્ય ઉતરવાને જગા મળે એટલે ત્યાં એક બીજી ટોળી મોકલીને કિલ્લો બંધાવીને છાવણી કરવી. એ તેનો મનસૂબો પાર પડયો. એ બંને છાવણી વચ્ચે થોડુંજ છેટું હતું. તેણે કરીને સર્વે તૈયારી કરવાની સારી સગવડ મળી. પરદેશી લશ્કર આ બે ઠેકાણે છાવણી નાંખીને મોટા બંદોબસ્તથી રહ્યાની ખબર આલફ્રેડને કેમ ન પડી, એની આપણને મોટી નવાઇ લાગેછે. તથાપિ તે વખતે હાલની પેઠે ટપાલ નહોતો અને સર્વે રીતની આવજા ઘણીજ થોડી હતી, તેથીજ એમ બન્યું હોય. આપણા હિંદુસ્તાનમાં એના કરતાંએ નજીકના વખતમાં શિવાજીએ તોરણા કિલ્લો લીધાની ખબર છ માસે મોગળ બાદશાહને કાને પડી હતી. તોપણ થોડાજ વખતમાં એ સર્વે ખબર આલફ્રેડને મળ્યાથી તે લશ્કર તૈયાર કરીને ડેન સરદાર સાથે લડવાને સજ થયો. તેનું લશ્કર ઘણુંજ મોટું હતું ખરૂં, પણ ડેન કરતાં ઘણું ઓછું હતું. એ બંને પક્ષ વચ્ચે લડાઇ ચાલી, તેમાં કોઇ વાર આ જીતે તો કોઈ વાર પેલો જીતે, પણ પોતાનું સેનાબળ ઓછું જોઇને લડાઈનો પ્રસંગ ટાળતાં, ડેન લોકોને કોઈ અડચણની જગાએ લાવીને તેમને ઘેરવા, તેમને દાણા પાણીની તંગીમાં આણવા, અથવા એકાદા ભયંકર પ્રદેશમાંથી જવું પડે એવી તદબીર કરવી વગેરે ઉપાયોથી તેમને કાયર કરવાના આલફ્રેડ ઉપાયો કરવા લાગ્યો. તોય એમાં આપણે હારીશું કે જીતીશું એનો અજમાયશ તેનાથી થઇ શકતો નહોતો. પણ તેને આશા કરતાં અપજશનો ડર વધારે હતો. અને લડાઇ જેમ જેમ લંબાતી ગઈ, તેમ તેમ આશામાં વધારો થતો ગયો.

હેસ્તિંગ ઘણો દગાખોર હતો. તેના સિપાઇઓ થાકેલા જ્યારે તેના દીઠામાં આવ્યા ત્યારે આલફ્રેડને તેણે ફરેબ દીધો. તે એવી રીતે કે, મારાથી હવે તમારી સાથે લડી શકાતું નથી, તમારે શરણે આવવાને હું તૈયાર છું. એવો સંદેશો આલફ્રેડને કહાવ્યો, અને તેની સાથે માગણી કરી કે, મને મારા સિપાઈઓ સાથે મારે દેશ હેમક્ષેમ જવા દેશો એટલે બસ. તે સર્વે આલફ્રેડે કબૂલ કર્યું ને વધારે એમ કહાવી મોકલ્યું કે, તમે અહીંથી જાઓ, તેની પહેલાં તમારા બે છોકરાઓએ બાપ્તિસ્મા લેવું જોઇએ. તે પણ આ દગાખોરે કબૂલ કર્યું; તે ઉપરથી આલફ્રેડે એ બધું સાચું માન્યું. પણ થોડા વખતમાં જણાઇ આવ્યું કે, હેસ્તિંગે આપણને એવી ભૂલથાપ આપીને પેલીમેર છાનામાના લશ્કરની એક ટુકડીને આપણા સેન્ય ઉપર હુમલો કરવા સારૂ મોકલી છે. તેથી હવે સલાહની વાત છોડી દઇને પેલી હુમલો કરનારી ટોળીની પછવાડે લશ્કર રવાને કર્યું. અને ફરીથી ઝપાટાબંધ લડાઇ શરૂ થઇ.

એક સમયે હેસ્તિંગ પોતાની છાવણીમાંથી કંઇ કામ સારૂ આઘો ગયો હતો, તે લાગ સાધીને આલફ્રેડના સિપાઈઓએ તેના ઉપર હુમલો કર્યો, અને તેમાંથી કેટલાંક માણસોને પકડી આણ્યાં. તેમાં એ ડેન સરદારની બઇરી અને છોકરાં પણ હતાં, તેમને સખ્ત શિક્ષા થવા સારૂ અથવા મારી નાંખવા સારૂ સિપાઇઓએ તેમને આલફ્રેડ પાસે મોકલી દીધાં. રાજાએ કંઇ પણ ઇજા ન આપતાં ઉલટું પરમાર્થ બુદ્ધિથી તે છોકરાંને બાપ્તિસ્મા આપ્યું અને તેમને તથા તેમની માને સારા સારા પદાર્થો બક્ષિસ આપીને પાછાં હેસ્તિંગ પાસે મોકલી દીધાં. એ વાત આલફ્રેડની

વર્તણુંકને ઘણીજ શોભાવનારી છે. શત્રુનાં છોકરાં છૈયાં હાથ આવે તો પોતાની દ્વેષ બુદ્ધિને તૃપ્ત કરવા સારૂ તેમના ભૂંડા હાલ કરે એવો માણસનો સ્વાભાવિક ચાલ હોય છે, અને જંગલી લોકોમાં એ વધારે જોવામાં આવે છે, તોપણ આણે એવી દુષ્ટ મનોવૃત્તિને એક કારણે મૂકીને તે માણસો ઉપર આવી દયા કરી એથી આપણને ઘણી નવાઇ લાગે છે. એવા આશ્ચર્યકારક ગુણ જેનામાં હોય છે, તેજ ખરા મોટા મનાય છે.

આલફ્રેડે આટલું વિલક્ષણ ઔદાર્ય દેખડાવ્યું તેનું હેસ્તિંગને કશુંએ લાગ્યું નહિ, તે તો આગળની માફકજ આલફ્રેડ જોડે લડતો હતો. થોડી વાર પછી તેની મદદમાં બીજું નવું લશ્કર આવી પહોચ્યું. તેથી વધારે ઉમેદ આવી, અને આલફ્રેડના રાજ્યના માંહેલા ભાગમાં દાખલ થવાનો ઠરાવ કર્યો, ને કેટલીક મજલ સુધી દાખલ પણ થઇ ચૂકયો. પણ તેની પતરાજી ભરેલી વર્તણુંકથી તેને નુકસાન થયું. તે જીતનો ડંકો દેતો મોટા ઠાઠથી આગળ વધતો હતો તે જોઈ જે દેશમાંથી એ જતો હતો ત્યાંના તમામ આંગ્લો સાકસન રહેવાશીઓ ક્રોધે ભરાઇને સામટા તેના ઉપર ટૂટી પડ્યા, ને તીરનો વરસાદ વરસાવા મૂકયો, તે એટલો બધો કે તેવડે પોતાનો ઠાઠમાઠ ભૂલી જઇને આગળ જવાનું મૂકી, બંદોસ્બતવાળી જગાએ છાવણી કરીને તેને રહેવું પડયું. એટલે સાકસન લોકોએ તેના ઉપર ઘેરો ઘાલ્યો. એથી તેના સિપાઈઓને ખોરાકી મળવાનો રસ્તો બંધ પડયો.

આલફ્રેડ અને તેનાં માણસો ધારતાં હતાં કે હેસ્તિંગ અને તેના સિપાઇઓને અન્ન પાણી ન મળવાથી ભૂખથી વ્યાકુળ થઈ નરમ પડશે અને આપણે શરણે આ-

વશે, પણ તે વિચારવામાં એમણે ભૂલ ખાધી. અન્નપાણી ન મળવાથી તે ભૂખે મરવા લાગ્યા તેથી તો નરમ ન પડતાં ઊલટા નિરાશાથી વધારે ખીજવાયા, ને મરવું ભલું પણ શરણ ન જવું એવો ઠરાવ કરીને બેઠા. પછી જીવ ઉપર ઉદાર થઇને ઘણાજ જોરસાથી ઘેરો ઘાલનારા ઉપર ધશી જઇ લડતા લડતા ઘેરામાંથી બહાર નીકળી નાઠા. ને નજીકમાં આવેલી નદી ઓળંગી જઇને ઊગમણો રસ્તો લીધો. તેમની પૂંઠે સાકસનોથી જઈ શકાયું નહિ ને નસીબને જોગે ડેન લોકોને સારી જગા મળી આવી તેથી તેમનું રક્ષણ થયું.

એ પછી કેટલાક દહાડા શાંતિમાં ગયા, તથાપિ ડેન લોકો ફરીને પોતાનાં વહાણો સજ કરી ટેમ્સ નદી ઉપર આવ્યા. તે વખતે આલફ્રેડે તેમને જે રીતે હરાવ્યાનું પ્રાચીન ગ્રંથકારોએ વર્ણવ્યું છે. તે રીત ઘણી અસંભવિત અને ચમત્કારિક લાગે છે. જૂના ગ્રંથોમાં એમ લખ્યું છે કે, આલફ્રેડે વિલક્ષણ પ્રયત્ન કરીને તે નદીના પ્રવાહને બીજી બાજૂએ વાળી દઈને દુશ્મનની હોડીઓ એકાએક અટકી પડે એવી તદબીર કરીને પછી તેમના ઉપર ધશી જઈને હરાવ્યા. તેમાંનું કશું ખરૂં લાગતું નથી, કારણ કે ટેમ્સ નદી ગૂજરાતની તાપી નદી જેવડી મોટી છે. તેમાં મોટાં મોટાં વહાણો ચાલે છે. તેના મોટા પ્રવાહને એક પાત્રમાંથી કહાડીને બીજી મેર વહેતો કરવાનું માણસને અસાધ્ય લાગે છે. એ હજી સૂધી કોઈ માણસે કર્યું નથી. અને તે નદીનો અગાડીનો પ્રવાહ ફલાણે ઠેકાણે હતો એમ કોઈ કહી શકતું નથી, તેથી સઘળું કલ્પિત લાગે છે. પણ આલફ્રેડે ડેન લોકોને હરાવ્યા એ વાતમાં સંશય છેજ નહિ.

એમ ઘણા દિવસ ચાલ્યું. ડેન લોકો હારી જતા, પણ નવું નવું લશ્કર આણીને ફરી ફરીને સામા ઊભા રહેતા. તેથી આલફ્રેડથી તે આટપી શકાતું નહોતું. તે આજ આ ઠેકાણે હાર્યા તો વળી કાલે બીજે ઠેકાણે દંગો જાગેલો છેજ, એમ થતું તોપણ રાજાએ તેનો પીછો છોડયો નહિ. તેથી ડેન છાવણીનાં સર્વ ઠેકાણાં આલફ્રેડના લશ્કરને હાથ આવ્યાં. માટે હવે તેમને નિરાંતે રહેવાની જગા માત્ર વહાણ વિના બીજી કોઇ રહી નહિ. તેથી ડેનો હોડીમાં ગયા કે તેમની તમામ જગાઓ કબજામાં લઇને અરમારનું ભરણું કરવાનું કામ તેણે ઝપાટાબંધ ચલાવ્યું. એમાં તેની મતલબ એટલીજ કે, એ અરમારવડે ડેન લોકોને સમુદ્ર ઉપરથી પણ હાંકી મૂકાય. એ હેતુથી તેણે મોટું અરમાર તૈયાર કરાવ્યું. તેનાં વહાણો ડેન લોકો કરતાં બેવડાં મોટાં હતાં. તેથી તેમાં સિપાઈઓ, તેમનો ખોરાક પાણી અને લડાઈનો સરંજામ પુષ્કળ રાખવાને બની આવતું હતું.

સાકસન અરમાર તૈયાર થએલું જોઈને ડેન લોકો નાહિંમત થયા. તેથી હવે તેમના સામા ડેનો લડવાને ઊભા રહેશે એવો રંગ દેખાતો નહોતો. આપણું અરમાર કેવું તૈયાર બન્યું તે અજમાવવા લાયક આ ડેન અરમાર નથી એમ આલફ્રેડને લાગવાથી બીજા એકાદ અરમારની વાટ જોવા લાગ્યો. એટલામાં વાઈટ બેટ પાસે નૉર્થમેન નામનો ડેન સરદાર પોતાની સાથે ભારે અરમાર લઇને આવ્યો છે એવી ખબર પડી. તેની સામા અજમાવી જોવા સારૂ તેણે પોતાનું અરમાર મોકલ્યું. મોકલતી વેળાએ પોતાના નૌકા-સેનાધિપતિને ફરમાવ્યું કે, “જે કોઈ હાથમાં આવે,

તેને પકડીને અહીં લાવજો, કોઇના જીવનું જોખમ કરશો નહિ" શૂર પુરૂષો દયાળુ હોય છે તે આમજ કહેવાતું હશે.

વહાઇટ બેટના અરમાર ઉપર હુમલો કરવા જવાને આલફ્રેડનાં નવ વહાણો ગયાં, તે ક્ષેમકુશલ ત્યાં પહોંચ્યાં, અને જોવા લાગ્યા તો ત્યાંના બંદરમાં ડેન લોકોનાં માત્ર છ વહાણો હતાં. એમાંનાં ત્રણ કિનારા ઉપર નાંગરેલાં હતાં, તે ભરતીનાં પાણી ચડ્યા વિના તેની જગા ઉપરથી હાલી શકે એમ નહોતું, અને માત્ર ત્રણ સમુદ્ર ઉપર તરતાં હતાં. તેમાંના લોકોએ આલફ્રેડના અરમારને આવતું જોઇ ઘણા જોરથી તેના ઉપર પોતાનાં વહાણો ધસાવ્યાં ને ઝપાઝપી થઇ. એ લડાઈ ઘણી વાર ટકી નહિ, કેમકે થોડીજ વારમાં સાકસન અરમારની જીત થઈ ને ડેન અરમાર હાર્યું. એ ત્રણમાંનાં બેને સાકસનોએ પકડ્યાં ને તેમાંના લોકોને કેદ કર્યાં. ત્રીજું વહાણ રહ્યું તેની પણ એજ અવદશા થઇ. તેમાંનાં માત્ર પાંચ માણસો જીવતાં રહ્યાં તે તેને હંકારીને ઘણે દૂર નાશી ગયાં. એ ત્રણ વહાણની દુર્દશા કરીને પછી પેલાં નાંગરેલાં વહાણની ખબર લેવાનો મનસૂબો કર્યો. તેઓએ ધાર્યું કે, આ તૈયાર વહાણોનો નાશ આપણે સપાટાબંધ કરી નાંખ્યો તો લાઘેલાં વહાણનો નાશ કરતાં વાર શી લાગવાની હતી? તથાપિ આ વિચારમાં સાકસન ખલાશીઓએ ભૂલ કરી. કેમકે તેમનાં વહાણો શત્રુના વહાણોની સામા કિનારા ઉપર આવ્યાં ત્યારે ભરતી આવી હતી. તથાપિ થોડા વખતમાં ભરતી ઓસરવાથી પાણી કમી થયાં, તેથી એમનાં ત્રણ વહાણો ભાઠાની રેતીમાં ખૂંટી બેઠાં અને બીજાં પાણીના વહેણ જોડે સમુદ્રમાં ગયાં. એવી ફાટફૂટ થએલી

જોઇને ડેન લોકોએ તેમના ઉપર હુમલો કર્યો. તે વેળા બંને બાજૂના જોદ્ધાઓ ઘણા જોસ્સાથી વઢયા. તેમાં બંને તરફવાળાને ઘણું નુકસાન થયું. પણ આખરે ડેન લોકો છેક હારી ગયા. અને લગાર અવકાશ મળવાથી પોતાનાં વહાણોમાં બેશીને જીવ લઇને નાશી ગયા. ઇ. સ. ૮૯૭ માં આ બનાવ બન્યો હતો.

એ પ્રમાણે બનેલી હકીકતની ખબર આલફ્રેડને થવાથી તે ઘણો ખુશી થયો, અને હેસ્તિંગ અને તેના સાથીઓ ઘણા દિલગીર થયા. પછી થોડાજ વખતમાં તે પોતાનાં બાકી રહેલાં માણસો સાથે ઇંગ્લાંડમાંથી નીકળી જઈને ફ્રાન્સમાં જઈ રહ્યો. ત્યાં તેણે અગાડી જીતેલો કેટલોક પ્રાંત તેના તાબામાં હતો તેના ઉપર અમલ ચલાવતાં પોતાની બાકી રહેલી જીંદગી કહાડી.

એવી રીતે આલફ્રેડનું રાજ્ય ડેન લોકોનીજ જાળમાંથી ફરીથી છૂટયું. તે વારે પોતાનું રાજ્ય અને પ્રજાના સુધારામાં મન લગાડવાને તેને ઘણો વખત મળ્યો ખરો, પણ તેની જીંદગીએ તેને યારી આપી નહિ. ઇ. સ. ૮૯૭ માં તેના દુશ્મનો લાચાર થઇને ચાલ્યા ગયા અને ઇ. સ. ૯૦૧ માં આલફ્રેડ મરણ પામ્યો. એ વચગાળેનાં ત્રણ ચાર વરસો ઉદ્યોગમાં કહાડ્યાં. તે ઉદ્યોગ કંઈ પોતાની જાતના કે કુટુંબના સુખ સારૂ નહિ પણ પોતાનો દેશ અને પોતાની પ્રજાને સુધારવાની મતલબથી કર્યો હતો. એ નિરંતર પરિશ્રમ કરતો હતો ને પોતાના દેશનું કલ્યાણ કરવું એજ પોતાના જીવતરનું સાર્થક્ય માનતો હતો. પોતાના રાજ્યના ન્યાયાધીશોના હાથથી ઇનસાફનાં કામ બરાબર થાય અને બીજા સર્વ નોકર લોકો પોત પોતાના કામકાજમાં ચોખ્ખા રહે એ બાબતની તે ઘણી કાળજી રાખતો હતો. અ-

ને તેમાં કોઇની લૂચ્ચાઇ નજર આવતાં તેને સખત શિક્ષા કર્યા વિના રહેતો નહોતો. વળી પાઠશાળા અને મઠોમાં જૂના વખતથી જે કાંઇ ખોટા રિવાજો ચાલતા હતા તે સઘળા તેણે સખત નિયમો કરીને દૂર કર્યા અને તે કામો ચોખ્ખી રીતે થાય એવો બંદોબસ્ત કર્યો. તેમાં કેટલીએક વાતો કેટલાં એક માણસને ન પરવડે એવી થઇ તોપણ આલફ્રેડની વ્યવસ્થામાં કોઇએ હરકત કરી નહિ. કેમકે તેના જે પ્રયત્નો હતા તે બધા દેશ કલ્યાણ સારૂજ છે એમ બધા લોકો જાણતા હતા. પરમેશ્વર ઉપર તેનો દૃઢ વિશ્વાસ હતો. તે જે કાંઇ કરતો તે તેનાથી ડરીને કરતો તેથી તેનું કરેલું સઘળા કબૂલ કરતા હતા, અને તેનું ધારેલું કામ સિદ્ધ થતું હતું.

એવી રીતે રાજ્યકારભાર અને પ્રજાનો સુધારો તેણે ઘણાજ ભાવથી, જાતે મહા દુઃખ વેઠીને કર્યો તેથી કરીને તેના દેશનું ઘણું હિત થયું. તેની સર્વ પ્રજા તેને પ્રત્યક્ષ બાપના જેવું માન આપતી. અને તેણે જે કંઇ વાતો તે વેળાની કરી મૂકી છે, તેમાં વધારો થઇ તેનાં ફળો તે દેશની હમણાંની પ્રજા ભોગવે છે. અને હજી પણ કેટલીક પેઢીઓ સૂધી ભોગવ્યા કરશે એવું શોધક અને વિચારવંત પુરૂષો કહે છે. ત્યારે તેને "ગ્રેટ" એટલે મહાન્ કહ્યો છે તેમાં ખોટું નથીજ.

આલફ્રેડનું બહારનું આચરણ જેવું શુદ્ધ હતું, તેવું ઘરનું પણ ઘણુંજ નિર્મળ આચરણ હતું. તેના વર્ત્તનમાં મુદ્દલે પડદો હતોજ નહિ. તેજ વર્ત્તણુંકે તેના છોકરાંઓ પણ ચાલવા લાગ્યાં. તે તેના જેવાંજ ઉદ્યોગી, ધર્મશીલ, અને આલસ હતાં. તેને એક દીકરી હતી તેનું નામ ઇથ-

લ ફૂલીડા હતું; ને તે મર્સીઆના રાજકુમાર સાથે પરણાવી હતી. તે ઘણી ચતુર, સભ્ય, નીતિમાન અને ધર્મશીલ છે એવી આખા ઈંગ્લાંડમાં તેની કીર્તિ હતી. ને તેના દીકરાનું નામ એડમંડ હતું તે પણ એની બેનના જેવોજ સદ્‌ગુણી હતો, તથા રાજ્ય ચલાવવાને જે ગુણો અવશ્યના છે તે તેણે મેળવ્યા હતા. તેથી રાજપદ ભોગવવાને લાયકનો પોતાના દીકરાને થએલો જોઈને આલફ્રેડને અત્યાનંદ થયો. ખરૂં છે કે, પોતાનું કામ કરવાને લાયક થએલાં પોતાનાં છોકરાંને જોઇ હરેક માબાપ ખૂશી થાય છે. અને દરેક માબાપની ઈચ્છા પણ એવીજ હોય છે.

આલફ્રેડ માંદો પડયો, અને જેમ જેમ તેનું દુઃખ વધ્યું, તેમ તેમ તેને લાગવા માંડયું કે હવે આપણે બચવાના નથી. તે વારે તે મોટા સાધુની પેઠે મરવાની તૈયારી કરવા લાગ્યો. તેણે બીજાં માણસોને જે કામ કહેવાનું હતું તે કહ્યું. અને પછી છેલ્લી વારે પોતાના દીકરાને તેણે પોતાની પથારી આગળ બોલાવ્યો. તે આવીને બેઠા પછી તેની ભણી જોઇ તથા તેનો હાથ પોતાના હાથમાં લઇને બોલ્યો, "ભાઇ, હવે મારો અંતકાળ છેક પાસે આવ્યો છે, માટે મારે તને આખરના બે બોલ કહેવાના છે તે કહું છું, તે ધ્યાન દઇને સાંભળ. ભાઇ, મારી તમામ શક્તિ જતી રહી છે. મારૂં ગળું સૂકાઇ જઇને જીભે કાંટા પડ્યા છે, અને મારી આ સુખની મર્યાદા હવે છેક ટૂંકી થઇ ગઇ છે, હવે હું ઝટ પરલોક જઇશ. માટે જે રાજ્ય આજ દીન સૂધી મેં ચલાવ્યું, તે હવે તારે ચલાવવાનું છે; દીકરા, તારી પાસે હું એટલુંજ માગું છું કે, તું આપણા દેશની પ્રજાનું પાલન પેટનાં છોકરાં પ્રમાણે કરજે. છોકરાં છૈયાંનો પિતા અને અનાથ વિધવાનો આધાર તું થા. દુઃખીને સુખી

કર અને નિરાશ્રિતોને આશ્રય આપ, તથા જે કુમાર્ગે ચાલતા હોય તેમને સુમાર્ગે ચલાવ, અને મારા દીકરા, તું જાતે નીતિથી ચાલ. એમ તું વર્તીશ તો તારા સર્વ ઉદ્યોગમાં પરમેશ્વર તને મદદ કરશે. સંકટ સમયે પરમેશ્વરની પ્રાર્થના કરીને તેની પાસે સુબુદ્ધિ માગ, તે તને સન્માર્ગ બતાવશે; અને તે માર્ગે તું ચાલીશ એટલે તારા સર્વ મનોરથ સફળ થશે.”

આલફ્રેડ મરણ પામ્યો તે વારે બાવન વરસની ઉમરનો હતો. તેના મરણ પામ્યાની ખબર સાંભળીને સર્વ પ્રજાને ઘણુંજ દુઃખ થયું. તેની લાસને વિંચેસ્ટરના મોટા દેવળના કબરસ્તાનમાં દાટી. પછી તેનો છોકરો સિંહાસન ઉપર બેશીને રાજ્યકારભાર ચલાવવા લાગ્યો. એના બાપે જે ગોઠવણ કરી આપી હતી, તેનું ઉત્તમ ફળ એની કારકીર્દિમાં જણાઇ આવ્યું. રાજ્ય વ્યવસ્થાની જે રીત સ્થાપન કરી હતી, તે બીજી વસ્તુની પેઠે કાળચક્રથી બગડી ન જતાં દિવસે દિવસે ત્યારથીજ વધારે વધારે મજબૂત થતી ચાલી છે અને હજી પણ તેમાં વધારો થશે એમ દેખાય છે.

આલફ્રેડના હાથથી જે વાતો બની તેમાંની ઘણી ખરી બધીનું વર્ણન થયું છે. તે ઉપરથી તેનો સ્વભાવ કેવો હતો, ત ખુલ્લી રીતે જણાઇ આવવા જેવું છે. તે ઘણોજ દયાળુ હતો, તે બાબતની તેની અનેક વાતો પ્રસિદ્ધ છે. તેમાંની એક એવી છે કે, એક વાર તેણે જંગલમાં શિકાર સારૂ જતાં વાટમાં એક મોટા ઝાડની ઊંચી ડાળ ઉપર બાંધેલા માળામાંથી એક નાના છોકરાના રડવાનો અવાજ સાંભળ્યો, ત્યારે તેણે તે ઝાડ ઉપર એક માણસને ચડાવીને તે બાળકને નીચે અણાવ્યું. તે માળા માંહેના ગરૂડ

પક્ષીએ પોતાને ખાવા સારૂ આણ્યું હતું, એવું જણાયું. તે છોકરો હતો. એ કોનો છે તેની પુષ્કળ તપાસ કરતાં કોઇ તેનું ધણીધોરી જણાયું નહિ ત્યારે તેણે પોતાના છોકરા પ્રમાણેજ ભરણ પોષણ કરીને તેને ભણાવ્યો તથા સર્વ રીતે તે સુખી થાય એવો બંદોબસ્ત કર્યો.*

આ વાત ઉપરથી તેનું દયાળુત્વ જણાય છે; જાતે દુ:ખમાં છતાં ગરીબને ખાવાનું આપ્યા ઉપરથી તેનું ધાર્મિકપણું જણાય છે; પોતાની ઉમરમાં છપન્ન મોટી લડાઈ લડ્યો હતો તે ઉપરથી એનું શૂરાતન જણાય છે; ગથ્રમ હાડવેરી છતાં તે હાથમાં આવ્યા પછી તેની સાથે મિત્ર પ્રમાણે વર્તીને તેને રાજ્ય આપ્યા ઉપરથી તેની ઉદારતા જણાઇ આવે છે; ભરવાડેણના તિરસ્કાર ભર્યા શબ્દો શાંતપણે ખમ્યાથી તેની સહનશીલતા માલમ પડે છે; રાજભ્રષ્ટ થઇને સર્વસ્વ ગયું હતું, તોય સ્વપદ પાછું મેળવવા માટે એક સરખો પરિશ્રમ કર્યો તે ઉપરથી તેની ઉદ્યોગનિષ્ટા જણાય છે; અને પોતાના સુખ તરફ નજર ન રાખતાં પોતાની પ્રજાના હિત માટે તેણે મનસા, વાચા અને કર્મણાથી જે લોકોત્તર ઉદ્યોગ કર્યો, તે ઉપરથી સ્વકર્તવ્ય કર્મ ઉપર તેની અદ્ભુત આસ્થા દેખાઇ આવે છે. એવા અનુપમેય અને અવર્ણનિય ગુણો એનામાં હતા.

આજથી બે હજાર વરસ ઉપર થઇ ગએલા કવિ શિરોમણી મહારાજા ભર્તૃહરીએ પોતાના નીતિ શતક નામના અનુપમ કાવ્યમાં કહ્યું છે કે,

---

* સને ૧૮૫૬ માં મરનાર વડોદરાના મહારાજા શિઆજીરાવ ગાયકવાડને પણ રસ્તામાંથી એક છોકરો મળી આવ્યો હતો. અને તેનું પણ ઉત્તમ રીતે ભરણ પોષણ કરીને તેને મોટે હોદ્દે ચડાવેલો કહેવાય છે.

श्लोक.

विपदि धैर्य मथा भ्युदयेक्षमा,
सदायिवाक पटुता युधि विक्रम;
यशसि चाभिरूचि र्व्यसनं श्रुतौ,
प्रकृति सिद्धमिदं हि महात्म नाम्.

અર્થ. વિપત્તિ આવી પડે ત્યારે હિંમત રાખે, સંપત્તિ થયે ક્ષમા રાખે, સભા વિષે વાણીની ચતુરાઈ વાપરે, યુદ્ધમાં પરાક્રમ દેખાડે, યશ મેળવવાની ઈચ્છા રાખે, અને વિદ્યાનું વ્યસન રાખે એવા ગુણો મોટા પુરૂષોમાં સ્વાભાવિક હોય છે, તો એ સર્વ અથવા એમાંના ઘણા ખરા અને બીજા કેટલાએક સારા ગુણો આલ્ફ્રેડમાં હતા, તે ઉપરથી તેને ઇતિહાસ લખનારા અને બીજા વિચારવંત પુરૂષોએ મોટામાં ગણ્યો છે તે તદન ખરૂં છે. દુનિઆનું કલ્યાણ કરવા માટે જે પુરૂષો આજદિન સૂધીમાં ઉત્પન્ન થયા તે માંહેનો ઉત્તમમાં ઉત્તમ પુરૂષ આલ્ફ્રેડ છે ને કેટલાકનો અભિપ્રાય તો એવો છે કે, તે વખતે ઇશ્વરની મહેરબાનીથી આલ્ફ્રેડ ઇંગ્લાંડમાં ઉત્પન્ન થયો તોજ ડેન લોકોની દાઢમાંથી તે દેશ મુક્ત થયો, નહિતો થાતજ નહિ. એમ છે ત્યારે તો તેની જેટલી સ્તુતિ કરીએ તેટલી થોડી લાગે છે.



“ નો વધારો. ”

# गूजरात वर्नाक्युलर सोसाइटीनी ऑफिसमां वेचातां पुस्तकोनी यादी.

નીચે લખેલાં પુસ્તકોમાંથી પચીસ રૂપિઆનાં અથવા તેથી વધારે કીમતનાં રોકડી કીમતે સામટાં લેનારને સેકડે વીશ ટકા પ્રમાણે કમિશન તથા બુકપોષ્ટનું ટપાલખર્ચ આપવામાં આવશે અને ઓછામાં ઓછા દશથી પચીશ રૂપિઆનાં રોકડેથી સામટાં લેનારને દશાંશ કમિશન તથા બુકપોષ્ટનું ટપાલખર્ચ આપવામાં આવશે. પણ ટપાલમાં મોકલતાં ગેરવલે પડે અથવા કંઈ જોખમ થાય તે મગાવનારને શીર છે. દરેક પારસલ પોષ્ટઓફિસમાં પહોંચ્યાઆની પહોંચ દાખલ અરધા આનાની ટીકટ ઉપર પોષ્ટઓફિસની છાપ લેવામાં આવે છે; માટે મગાવનારે તે બાબતનો અરધો આનો વધારે મોકલવો. પરેપૂરાં નાણાં પ્રથમથી આવ્યા સિવાય પુસ્તકો મોકલવામાં આવશે નહિ. પોષ્ટની ટીકટો વગેરે અવેજ મોકલનારે અમને પહોંચતા સૂધી પોતાને જોખમે મોકલવો. પોષ્ટની ટીકટોમાંથી રૂપિએ અરધો આનો વટાવનો કાપી લેવામાં આવશે. નાટપેડ પત્ર લેવામાં નહિ આવે.

**વેચેલું પુસ્તક પાછું લેવામાં આવશે નહિ.**

મનીઑરડરો, ટીકીટો, અને આ સંબંધી કામકાજના સઘળા કાગળપત્રો નીચે સહી કરનારના નામથી મોકલવા.

ગુ. વ. સોસાઇટીની ઑફિસ.<br>અમદાવાદ, તા૦ ૧ માહે<br>જુલાઈ સને ૧૮૮૮.

**કૃપાશંકર દોલતરામ ત્રવાડી,**<br>આસિ. સેક્રેટરી, ગુ. વ.<br>સોસાઈટી.

૨૨. જ્ઞાતિનિબંધ ... ... ... ૦—૫—૦ ૦—૧—૦

૨૩. કચ્છગરબાવળી (કવિ. દલપતરામ કૃત) ... ... ... ... ૦—૬—૦ ૦—૧—૦

૨૪. ફ્રાન્સ દેશમાંહેલી રાજ્યની ઉથલપાથલનો ઇતિહાસ ... ૦—૧૨—૦ ૦—૨—૦

૨૫. ખેતીવાડીના સુધારા વિષે નિબંધ. ૦—૧૨—૦ ૦—૨—૦

૨૬. ખેડુત, કારીગરો, અને મજુર વગેરે મહેનતુ લોકોને પૈસા સંગ્રહ કરવાની જરૂર, અને તે રાખવાને સેવિંગ બેંકની અગત્ય વિષે નિબંધ. ૦—૬—૦ ૦—૧—૦

૨૭. કયી કયી ન્યાતો કન્યાની અછતથી નાની થતી જાયછે, તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ. ૦—૭—૦ ૦—૧—૬

૨૮. દુકાળ વિષે નિબંધ..... ... ૦—૪—૦ ૦—૧—૬

૨૯. અકબર ચરિત્ર.. ... ... ૦—૮—૦ ૦—૧—૬

૩૦. સત્સંગ વિષે નિબંધ..... ... ૦—૨—૬ ૦—૧—૦

૩૧. પ્રાણીવર્ણન સુંદર દિસાવતી રંગ બેરંગી ચોપડી સાથે ત્રણ ભાગ એકઠા ૧—૮—૦ ૦—૩—૬

૩૨. ,, છુટક દરેક ભાગના... ... ૦—૮—૦ ૦—૧—૬

૩૩. પુનર્વિવાહ પ્રબંધ. ... ... ૦—૪—૦ ૦—૧—૦

૩૪. ફારબસ વિરહ. (કવિતા) ... ૦—૧—૦ ૦—૦—૬

૩૫. બાળવિવાહ નિબંધ. ... ... ૦—૪—૦ ૦—૧—૦

૩૬. બુદ્ધિપ્રકાશ પુસ્તક ૨જું, ૩જું, ૪થું. દરેકના ... ... ... ૧—૦—૦ ૦—૧—૬

૩૭. ,, ,, ૧૧ મું અને ૧૨મું દરેકના. ૧—૨—૦ ૦—૨—૦

૩૮. ભિક્ષુક વિષે નિબંધ. ... ... ૦—૮—૦ ૦—૧—૬

૧. અર્થશાસ્ત્ર.. ... ... ... ૧—૦—૦ ૦—૩—૦

૨. ઉત્તરરામ ચરિત્ર નાટક (મ. ન.). ૧—૦—૦ ૦—૨—૦

૩. કાન્તા નાટક...(,,) ... ૦—૧૨—૦ ૦—૧—૦

૪. પ્રતાપ નાટક (ગ. રા.) ... ૧—૮—૦ ૦—૨—૦

૫. ક્રૂરસ જીવનચરિત્ર (મ. સૂ.) ૦—૧૨—૦ ૦—૧—૬

૬. અસ્તોદય,—નળદમયંતિ. (,,) ... ૦—૮—૦ ૦—૧—૬

૭. નળદમયંતિ નાટક...(ર. ઉ.)... ૦—૮—૦ ૦—૧—૬

૮. હરિશ્ચંદ્ર નાટક... (,,) ... ... ૦—૧૨—૦ ૦—૧—૬

૯. લલીતાદુઃખદર્શક નાટક. (,,) ... ૦—૮—૦ ૦—૦—૬

૧૦. મદાલસા અને ઋતુધ્વજ (,,) ... ૦—૮—૦ ૦—૧—૬

૧૧. યોગવાશિષ્ઠ, બે પ્રકરણ (મ. સા.) ૦—૧૪—૦ ૦—૨—૬

૧૨. શ્રીવિચારચંદ્રોદય. ( ,, ). ... ૦—૧૨—૦ ૦—૨—૦

૧૩. શ્રી અષ્ટાવક્ર ગીતા. ( ,, ) ... ૧—૦—૦ ૦—૨—૬

૧૪. શ્રી વિચારસાગર તથા શ્રુતિ-
રત્નાવળી (,,) ... ... ... ૩—૪—૦ ૦—૪—૬

૧૫. અવણાખ્યાન (હિંદુસ્તાની)
(હ. ડા.) ... ... ... ૧—૦—૦ ૦—૧—૬

૧૬. ચૈનચરિત્ર. ( ,, )... ... ૧—૦—૦ ૦—૧—૬

૧૭. અશૌચ નિર્ણય. (ર. ગ.) ... ૦—૪—૦ ૦—૧—૦

૧૮. પ્રાકૃત એકાદશી મહાત્મ્ય. (,,) ૧—૦—૦ ૦—૨—૦

૧૯. ઇંગ્લાંડની મુસાફરી (રા. સા.
મહીપતરામ કૃત) ... ... ૦—૧૨—૦ ૦—૧—૬

૨૦. વનરાજ ચાવડો. (,,) ... ... ૧—૮—૦ ૦—૨—૬

૨૧. સાસુ વહુની લડાઇ...( ,, ) ... ૧—૦—૦ ૦—૨—૦

૨૨. દુરગારામ ચરિત્ર ... (,,) ... ૦—૮—૦ ૦—૧—૬

૨૩. ભવાઈસંગ્રહ પુસ્તક ૧ લું (,,) ૧—૮—૦ ૦—૩—૦

૨૪. સુખશાન્તિસંગ (,,) ... ... ૧—૪—૦ ૦—૨—૬

૨૫. ટુંકી કહાણીઓ ભા. ૧ લો. તથા ૨ જો. દરેકના (,,) ... ૦—૮—૦ ૦—૧—૦

૨૬. હાજરજવાબી પ્રધાનની વાર્તા. ... ... ... ... ૦—૮—૦ ૦—૧—૦

૨૭. જાદુકપટ પ્રકાશ પુસ્તક ૧ થી ૩ ... ... ... ૭—૮—૦ ૦—૮—૦

૨૮. માર્કંડેય પુરાણ... ... ... ૫—૦—૦ ૦—૬—૦

૨૯. વિષ્ણુ પુરાણ... ... ... ૪—૮—૦ ૦—૫—૦

૩૦. કાઠિયાવાડ સાર સંગ્રહ... ... ૩—૦—૦ ૦—૬—૦

૩૧. વસંતતિલકાખ્યાન.. ... ... ૬—૦—૦ ૦—૧—૬

૩૨. પ્રિયા—પ્રેમદર્શક... ... ... ૦—૮—૦ ૦—૧—૦

૩૩. પૃથિરાજ ચહુઆણ... ... ૧—૦—૦ ૦—૧—૬

૩૪. પુસ્તકમાળાનો સંગ્રહ ભાગ ૧ લો. ૦—૪—૦ ૦—૧—૦

૩૫. ,, ,, ,, ૨ જો. ... ... ૦—૩—૬ ૦—૧—૦

૩૬. સુબોધ ચિંતામણી. ... ... ૦—૧૫—૦ ૦—૧—૬

૩૭. હુન્નર રત્નાકર.... ... .... ૧—૧૪—૦ ૦—૩—૦

૩૮. માંગલિક ગીતાવળી.... ... ૦—૬—૦ ૦—૨—૦

૩૯. સ્ત્રીધર્મ નીતિ (રમાબાઇ કૃત). ૧—૪—૦ ૦—૨—૬

૪૦. બાળરોગ ચિકિત્સા .... ... ૧—૦—૦ ૦—૪—૦

૪૧. માબાપ તેવાં છોકરાં... ... ૦—૧૨—૦ ૦—૧—૬

૪૨. મુલતવી રાખવાનાં માઠાં ફળ. ૦—૧૦—૦ ૦—૧—૬

૪૩. ગુલીવરની મુસાફરી ભા, ૨ જો. ૦—૩—૦ ૦—૧—૦

૪૪. કૌતકમાળા અને બોધવચન... ૧—૧૨—૦ ૦—૩—૬

૪૫. વાયુચક્ર શાસ્ત્ર... ... ... ૪—૦—૦ ૦—૪—૬

૪૬. શારીર અને વૈદ્યકશાસ્ત્ર (શ્રી. મો.) ... ... ... ૧૦—૦—૦ ૦—૧૩—૦

| | | |
|---|---|---|
| ૪૭. ગુજરાતરાજસ્થાન ... ... | ૮—૦—૦ | ૦—૬—૦ |
| ૪૮. પ્રતિવ્રતા સ્ત્રી (ગુણસુંદરી)... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૪૯. કચ્છી શબ્દાવળી. ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૫૦. કૃષિ વિવેચન.... ... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૫૧. મનોવિકાર તથા આશાનિરાશા વિષે નિબંધ ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૫૨. બાળચિત્રપોથી (ચિત્રો સાથે)... | ૦—૧—૩ | ૦—૧—૦ |
| ૫૩. વૃહસતશાસ્ત્ર ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૫૪. સંગીત નાટક સંગ્રહ.... ... | ૦—૮—૦ | ૦—૨—૦ |
| ૫૫. ગોપીચંદન નાટક. ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૫૬. મૃચ્છકટિક નાટકસાર... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૫૭. કરસનદાસ મુળજી ચરિત્ર. ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૫૮. બૃહત્ કાવ્યદોહન. ... ... | ૩—૦—૦ | ૦—૬—૦ |
| ૫૯. વિવેક મુદ્રામણી. ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૬૦. કચ્છી કહેવતો. ... ... | ૦—૧—૩ | ૦—૦—૬ |
| ૬૧. દુનીયા દર્પણ.... ... ... | ૦—૭—૦ | ૦—૧—૦ |
| ૬૨. ફારસી અંગ્રેજી કહેવતો. ... | ૦—૯—૬ | ૦—૦—૬ |
| ૬૩. કાદમ્બરી... ... ... ... | ૨—૦—૦ | ૦—૪—૦ |
| ૬૪. ગુ. શબ્દાર્થ કોષ. ... ... | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૬૫. સાંખ્યદિવાકર ... ... ... | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૬૬. વૈદ્યજીવન ... ... ... | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૬૭. દુઃખમાં દીલાસો અને વિપતીમાં ધીરજ... ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૬૮. જનરમુજ વાર્તા સંગ્રહ પુ૦ ૧ લું... | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૬૯. રજપૂત વીરરસ કથા પુ૦ ૨ જું | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૭૦. રાજવીર કથા... ... ... | ૧—૮—૦ | ૦—૨—૦ |

| | | |
|---|---|---|
| ૭૧. બિલ્હણ કથા... ... ... | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૭૨. જીંદગી ભોગવવાની જુગતી. | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૭૩. બાગોબાહાર અથવા ચાર દરવેશનો કિસ્સો. ... ... ... | ૧—૮—૦ | ૦—૨—૬ |
| ૭૪. ચત્રીકાતામુ અથવા ચીનના બાદશાહ અને મગરેબની શાહજાદીનો કિસ્સો | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૭૫. ક્રીકેટ.... ... ... ... | ૦—૪—૦ | ૦—૧—૦ |
| ૭૬. લોકકથા. ... ... ... | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૭૭. ખુલાસે જાદુ ... ... | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૭૮. શહાનશાહ અકબર કથા ગ્રંથ | ૧—૦—૦ | ૦—૨—૦ |
| ૭૯. હાતમનામું (૨૬ ચિત્રોસાથે) | ૦—૮—૦ | ૦—૨—૦ |
| ૮૦. ઉપકાર કે અપકાર અને આનંદરાય અને લાલચ. બે નાટકો. ... | ૦—૪—૦ | ૦—૧—૬ |
| ૮૧. અંગદવિષ્ટિ. ... ... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૮૨. આર્ય તરૂણોની હાનિનાં કારણો... | ૦—૫—૦ | ૦—૧—૦ |
| ૮૩. ઉજાંબલી શીરીન. ... ... | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૮૪. કોડડમેકનો તરજુમો. ... ... | ૧—૮—૦ | ૦—૨—૦ |
| ૮૫. ખોરડે અવસ્થા... ... ... | ૨—૮—૦ | ૦—૩—૦ |
| ૮૬. ગુલીવરની મુસાફરીઓ. ... | ૩—૮—૦ | ૦—૪—૬ |
| ૮૭. ગોળ આંકડાં તથા ગજદોરીના હિસાબની ચોપડી. | ૧—૦—૦ | ૦—૧—૦ |
| ૮૮. જૈન વિવેકવાણી. ... ... | ૨—૪—૦ | ૦—૩—૬ |
| ૮૯. ઘર સત્તા... ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૯૦. જ્યુબીલી સંવત્સર. ... ... | ૪—૦—૦ | ૦—૩—૦ |
| ૯૧. દૃષ્ટાંત ચિંતામણી ... ... | ૦—૧૦—૦ | ૦—૧—૦ |
| ૯૨. દયારામ કવિતા... ... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૯૩. દ્રૌપદી સ્વયંવર તથા એકાદશી મહાત્મ્ય. | ૦—૬—૦ | ૦—૧—૦ |

| | | | |
|---|---|---|---|
| ૯૪. | મીરાં ભક્તની કવિતા... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૯૫. | નરસિંહ મહેતાનાં પદ... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૯૬. | નસીબ ડહાપણની સરસાઈ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૯૭. | નંદબત્રીશી... ... ... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૯૮. | પીટરધીગ્રેટનું ચરિત્ર.... ... | ૦—૧૪—૦ | ૦—૧—૬ |
| ૯૯. | ગેટ પંચાતરી.... ... ... | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ૧૦૦. | પતિવ્રત પ્રમદા.... ... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૦૧. | પૈસાદાર કેમ થવાય!... ... | ૧—૦—૦ | ૦—૧—૬ |
| ૧૦૨. | મહાદેવમહિમા તથા શિવસ્તુતિ.. | ૦—૧—૦ | ૦—૧—૦ |
| ૧૦૩. | રાસપંચાધ્યાયી અને હરિભક્ત ચંદ્રિકા. | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૦૪. | લક્ષ્મણા હરણ અને દાણલીલા. | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૦૫. | વામન કથા તથા નરસિંહ મહેતાની હુંડી. | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૦૬. | વ્યવહારોપયોગી નિબંધસંગ્રહ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૧૦૭. | સાર્વજનિક આરોગ્ય... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૧૦૮. | સુરત સંગ્રામ.... ... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૦૯. | શમશાંતિ અને દાણલીલા.. ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૧૦. | સમભરથૈ. ... ... ... | ૦—૬—૦ | ૦—૧—૦ |
| ૧૧૧. | સ્વાધ્યાય... ... ... ... | ૧—૦—૦ | ૦—૧—૦ |
| ૧૧૨. | શ્રીમદ્ભગવદ્ ગીતા, ઈશ. કેન. વગેરે ઉપનિષદ સાથે. | ૫—૦—૦ | ૦—૬—૦ |
| ૧૧૩. | હારમાળા... ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૦ |
| ૧૧૪. | ગુજરાતની ખેતીવાડીના હાલતની સ્થિતિ. | ૦—૧૨—૦ | ૦—૧—૬ |
| ૧૧૫. | ઈશાવાસ્ય... ... ... ... | ૦—૮—૦ | ૦—૧—૬ |
| ૧૧૬. | કરશનદાસ અને તત્વ સંબંધમાં વિચાર. | ૦—૬—૦ | ૦—૧—૬ |
| ૧૧૭. | ગુજરાતી વિચારસાગર. ... | ૧—૮—૦ | ૦—૩—૦ |

